શ્રી વિજયભુવનતિલકસૂરીશ્વર જૈન ગ્રંથમાલા-૨૮

આત્મ-કમલ-લબ્ધિ-ભુવનતિલકસૂરિ-ગુરુભ્યો નમઃ

પૂજ્યપાદ આચાર્યદેવ શ્રીમદ્ વિજયલબ્ધિસૂરીશ્વરજી
મહારાજ વિરચિત

# તત્ત્વન્યાયવિભાકર

## [ ભા. ૨ ]



ગુજરાતી અનુવાદક
પૂજ્યપાદ કવિકુલકોટીર આચાર્યદેવ વિજયભુવનતિલક
સૂરીશ્વરજી મહારાજના પરમવિનેય
પૂ૦ પન્યાસજી મહારાજ શ્રી ભદ્રંકરવિજયજી ગણિવર



સહાયક
શ્રી રાજસ્થાની જૈન શ્વેતામ્બર મૂર્તિપૂજક સંઘ
સીકંદ્રાબાદ તરફથી સપ્રેમ ભેટ

પ્રકાશક
શ્રી લબ્ધિભુવન જૈન સાહિત્ય સ ન
C/o નટવરલાલ ચુનીલાલ શાહ
છાણી ( ગુજરાત ) જિ વડોદરા



પચાસ નયા પૈસાના સ્ટાપ બીડનારને પ્રકાશક સ્થળેથી
પુસ્તક ભેટ મળશે.



વી સ ૨૪૯૫ ]    લબ્ધિ સ ૭    [ વિ સ ૨૦૨૫



મુદ્રક
બહાદુરસિંહજી પ્રિન્ટીંગ પ્રેસ
અમરચંદ બેચરદાસ મહેતા
પાલીતાણા ( સૌરાષ્ટ્ર )



જૈનરત્ન વ્યા વા કવિકુલકિરીટ પૂજ્યપાદ આચાર્ય દેવ
શ્રીમદ્ વિજયલબ્ધિસૂરીશ્વરજી મહારાજ

# પ્રકાશકીય

ઘણા જ થોડા દિવસોમાં તત્ત્વન્યાયવિભાકર ભાગ–૨–જો (સંપૂર્ણ ગ્રન્થ) આપની સમક્ષ પ્રકાશિત કરતા ઘણો આનંદ થાય છે

પૂજ્યપાદ કવિકુલકોટિર આચાર્યદેવ વિજયભુવનતિલક-સૂરિવરજી મહારાજના શિષ્યરત્ન વિદ્વદ્વર્ય પૂજ્ય પન્યાસજી મહારાજશ્રી ભદ્રંકરવિજયજી ગણિવરશ્રીએ મૂલસૂત્રોનો ગુજરાતી અનુવાદ પરિશ્રમ લઈને કરી આપ્યો છે અને સંસ્થા આવા અભિનવ પ્રકાશનો સાહિત્યની દુનિયામા કેમ શીઘ્ર પ્રકાશિત કરે એના માટે સદૈવ પૂ૦ પં૦ મહારાજ આત્મીય ભાવે સ્વ કિંમતી ફાળો–સૂચના વિગેરે આપી રહ્યા છે જેથી અમે અનુપમ પ્રાચીન–અર્વાચીન ગ્રંથોનો ગુજરાતી અનુવાદ કરાવી તારક જિનેન્દ્રશાસનનો અમૂલ્ય વારસો પ્રગટ કરવા અમે ભાગ્યશાળી થયા થીએ, જેથી અમારી સંસ્થા પૂ૦ પં૦ મહારાજના અસીમ ઉપકારને કયાથી વિસરે?

પૂ૦ પ્રવચનવિશારદ આચાર્યદેવ વિજયવિક્રમસૂરીશ્વરજી મહારાજે અમારા પર ઉપકાર કરી આમુખ પહેલા ભાગમા લખી મોકલ્યું હતું તે અતિ ઉપયોગી હોઈ સુધારા સાથે અહીં બીજા ભાગમા પણ આપવામા આવેલ છે જેથી પૂ૦ આચાર્ય મહારાજના અને અત્યન્ત ઋણી છીએ

આ પુસ્તકનુ સપાદનકાર્ય પૂ૦ પન્યાસ–પ્રવરશ્રી ભદ્રંકરવિજયજી ગણિવરે કાળજીપૂર્વક કરી આપ્યુ છે તેમ જ પ્રૂફ સશોધન પુસ્તક પ્રકાશન સબધી કાર્યો પૂજ્યશ્રીના અતેવાસી પૂ૦ મુનિવર્ય પુણ્યવિજયજી મહારાજે કરી આપ્યા છે અને પ્રેસ કોપી પૂ૦ મુનિરાજ વીરસેનવિજયજી મહારાજે કરી આપી છે આ સમયે ઉક્ત મહાત્માઓને યાદ કરીને સપ્રેમ વદના કરીએ છીએ

તેમ જ પુસ્તક પ્રકાશનમા જે સઘોએ આર્થિક મદદ કરી સૂત્રભક્તિનો લાભ ઉઠાવ્યો છે એવી જ રીતે, સદૈવ સૂત્રભક્તિ કરતા રહે એવી શુભાશા સેવીયે છીએ

પ્રાતે વાચકવર્ગને એટલુ જ નિવેદન કરવાનુ કે, આ પુસ્તકના પહેલા ભાગ અને બીજા ભાગનુ શુદ્ધિ-દર્શન પુસ્તકના અતે આપ્યુ છે તો પ્રથમ શુદ્ધિઓ સુધારીને પછીથી જ સૂત્ર પાઠ કરે એવી મગલેચ્છા સેવી વિરમુ છુ

પ્રકાશક



પૂ૦ ધર્મદિવાકર જૈન શાસનપ્રભાવક પરમપૂજ્ય આચાર્યદેવ



શ્રીમદ્વિજય ભુવનતિલકસૂરીશ્વરજી મહારાજ




## ગ્રંથ પરિચય

અનંત ઉપકારી જિનેશ્વર ભગવંતો "તીર્થ" ની સ્થાપના કરતા ગણધરપદ પ્રદાન કરે છે અને તે જ સમયે 'દ્વાદશાંગી' ની રચના પણ થઈ જાય છે અર્થાત્ શાસનના પ્રવર્તન સમયથી વ્યવસ્થિત શાસ્ત્રો રચાયેલા જ હોય છે પાત્રની યોગ્યાયોગ્યતા ઉપસ્થિત માનવગણની રુચિ અને ગ્રાહ્યશક્તિને સામે રાખીને મહાન્ પૂર્વાચાર્યોએ તેઓને અનુરૂપ નવ્યશાસ્ત્રનું આગમાધારિત નિર્માણ કર્યુ "તત્ત્વાર્થ સૂત્ર" આવા જ પ્રયત્નોનુ એક સુંદર તેમ જ સમતોલ મહાન શાસ્ત્ર છે આ શાસ્ત્ર જ્યારથી રચાયુ ત્યારથી આજ સુધી અનેકો માટે નવ સર્જનોનો સ્રોત બનતું આવ્યું છે તેમ જ કેટલાય કાળ સુધી નવ પ્રયત્નોને જાગૃત કરવાની અસીમ શક્તિ તેમા નિહિત છ

પ્રસ્તુત સૂત્રના અધ્યયનના સંસ્કારથી સ્વ પૂ૦ ગુરુવર્યશ્રીએ પણ જરા વિસ્તારરુચિ જીવોને ઉપલક્ષીને "તત્ત્વ ન્યાય વિભાકર" નામનો ગ્રંથ નિર્માણ કર્યો છે

ગ્રંથનુ નામ જ વિષયનો સારો સ્ફોટ કરી આપે તેમ છે આ ગ્રંથમાં 'તત્ત્વ' અને 'ન્યાય' આ બે વિષયો પર પ્રકાશ ફેલાવવામા આવ્યો છે, જેથી ગ્રંથને "વિભાકર" સૂર્યની

ઉપમા આપાયેલ છે જો કે ' ન્યાય ' એ જ્ઞાનનુ નિરુપણ છે અને જ્ઞાન નિરુપણ જીવતત્ત્વાતર્ગત છે માટે તત્ત્વથી તે ભિન્ન છે તેમ ગ્રથના નામનો ધ્વનિ પ્રગટિત થતો નથી પણ નવ તત્ત્વમા પ્રધાનતત્ત્વ જીવ છે જીવનુ પ્રધાન લક્ષણ જ્ઞાન ' અને જ્ઞાન સ્વરૂપ ન્યાય જ્ઞાનનો એક મહત્ત્વનો વિભાગ છે તેમ સૂચન કરવામા આવ્યુ છે માટે જ ગ્રથનુ નામ ' તત્ત્વ ન્યાય વિભાકર ' હોવા છતા તત્ત્વ અને ન્યાય એવા બે વિભાગ ન કરતા ગ્રથકારે જ્ઞાન, દર્શન અને ચારિત્ર આમ ત્રણ વિભાગ કર્યા છે તેમા પ્રથમ બે વિભાગો ૧૦-૧૦ કિરણમા વિભાજન કરવામા આવ્યા છે જ્યારે બાકીનો ત્રીજો વિભાગ ત્રણ વિભાગમા વિભાજિત છે

પ્રથમ વિભાગમા સૂત્રો

દ્વિતીય વિભાગમા સૂત્રો

તૃતીય વિભાગમા સૂત્રો

પ્રથમના દર્શન વિભાગમા નવ તત્ત્વોની ચર્ચા છે અને પ્રસગને અનુરૂપ જૈનદર્શનની અણમોલ ભેટરૂપ કર્મતત્ત્વનુ વિશદ વર્ણન છે

પ્રત્યેક ભેદ પ્રભેદના લક્ષણો ખૂબ અદ્ભુત રીતે બનાવ્યા છે કર્મ ચર્ચા વિષયક તેટલો નાનો વિષય પણ પૃથક્ ગ્રથ બનવાની સંપૂર્ણ યોગ્યતા ધરાવે છે

તેવી જ રીતે જ્ઞાનવિભાગમા ચાર પ્રમાણની વિસ્તૃત ચર્ચા પણ ગ્રથનુ અનેરુ આકર્ષણ છે સૂત્રોમા વપરાયેલી ભાષા અત્યત સરળ છે પ્રયોગો પણ અત્યત આકર્ષક છે

છતા પણ જરૂરિયાતથી વધુ શબ્દો વાપર્યા વગર ગ્રથની મર્યાદા જાળવી રાખવામા આવી છે

સારા ય જૈનદર્શનનું અભ્યતર અને બાહ્ય બન્ને પ્રકારનુ એક સમતોલ વિવરણ આ ગ્રથમા પ્રાપ્ત થાય છે

મૂલસૂત્રો પર રચવામા આવેલી 'ન્યાય પ્રકાશ' નામની સ્વોપજ્ઞ ટીકા પણ વિદ્વાનજનોને આશ્ચર્ય મુગ્ધ કરે તેવી છે તેનુ કદ પણ ઠીક ઠીક પ્રમાણમા વિશાળ છે

"રચના"

આ ગ્રથની રચના અગે પણ એક નાનો ઇતિહાસ છે પૂ૦ મુનિ શ્રી પ્રભાવવિજય મહારાજે એક દિવસ સ્વ૦ પૂ૦ ગુરુદેવને વિનતી કરી કે આપશ્રી કોઇ મારા જેવા અલ્પમતિ જીવોને બોધ થાય તે માટે કોઈક સુદર ગ્રથ બનાવી આપવાની કૃપા કરો

સરળહૃદયી સ્વ૦ પૂ૦ ગુરુદેવે શિષ્યની તે વિનતી માન્ય રાખી સ્વપર દર્શનના ગભીર ઉંડાણ સુધી પહોચી ગયેલ પૂ૦ ગુરુદેવ, એ એક અપ્રતીમ સ્મૃતિ શક્તિના ખજાના હતા ગ્રથનુ નિર્માણ એક અસાધારણ વાત છે એક સામાન્ય લેખક પણ સખ્યાબધ પુસ્તકો ઉથલાવતો હોય છે જ્યારે પૂ૦ ગુરુદેવ આ ગ્રથ નિર્માણ કરતા હતા ત્યારે કોઈ ગ્રથ તેમને જોવા માગ્યો હોય તેવુ મને યાદ નથી મોટા ભાગના સૂત્રો તેઓ રાતના જ બનાવતા અને દિવસના કોઇની પાસે લખાવી દેતા ગ્રથકર્તા આચાર્યશ્રીની આ એક અજોડ સફળતા છે અને સ્મૃતિ શક્તિનો એક અનુપમ પુરાવો છે

# ગ્રંથ નિર્માણનો પ્રારંભ અને પૂર્ણાહૂતિ

વર્ષ બાદ વિદ્વાનોને સંતોષવા 'ન્યાય પ્રકાશ' નામની ટીકા રચવામાં આવી

જ્યારે કોઈ પણ પુસ્તકોની મદદ વિના અત્રે ગ્રંથ નિર્માણ કરવામાં આવ્યું ત્યારે થોડાક આકસ્મિક શબ્દ સામ્યથી કોઈનું અનુકરણ કર્યું છે, તેમાંથી બનાવ્યું છે આવી અસંબદ્ધ વાતો સત્યથી વેગળી બની જાય છે

દર્શનશાસ્ત્રનો પ્રામાણિક વિદ્વાન્ તેના પૂર્વાચાર્યોના ગ્રંથથી પરિચિત ન હોય, સંસ્કારિત ન હોય કે પ્રભાવિત ન હોય તે કદી ય બનવા યોગ્ય નથી પ્રામાણિક કોઈ પણ આચાર્ય કોઈ પણ નવા તત્ત્વની અન્વેષણાનો દાવો જૈન શાસનમાં તો ન જ કરી શકે

જે કોઈ વિશિષ્ટતા હોય તે સંકલન રજુઆત અને વિવરણમાં જ હોય છે

હેમચંદ્રાચાર્યે મહારાજાએ ઉમાસ્વાતિ મહારાજને 'ઉપો માસ્વાતિ સંગૃહીતારઃ' કહ્યા છે તેનો કોઈ એવો અર્થ કરે કે ઉમાસ્વાતિ મહારાજની કોઈ વિશિષ્ટતા નથી કારણ કે તેઓએ તો માત્ર આગમના અર્થની જ સંકલના કરી છે તો આવી વાત કરનારની મૂર્ખતા એક નાનું બાળક પણ સરળતાથી સમજી શકે તેમ છે અહીં કહેવાનો આશય એટલો જ છે કે ગ્રંથકારે પ્રામાણિક આમ્નાયને છોડયા વગર જ એક વિશિષ્ટ શૈલીથી પદાર્થોનું સંકલન કર્યું છે તે જ દ્રષ્ટવ્ય છે

કોઇ પણ શાસ્ત્રીય બાબતમા નવું તત્ત્વ શોધવાનો દાવો કરવો તે તેઓશ્રીની કલ્પનામાં પણ કદી પ્રવેશ પામ્યુ ન હતું માટે ગ્રથકારના સાહિત્યનુ મૂલ્યાકન કરનારે માત્ર સકલના, રચના, રજુઆત પર ધ્યાન રાખવાનુ રહે છે કોઇ એક વ્યક્તિનુ સકલન આવું છે માટે બીજાએ તેથી પણ આવું સકલન કરવું જોઇએ તે એક નિરર્થક પ્રલાપ છે માત્ર શાસનના તત્ત્વો યથાયોગ્ય રીતે પ્રદર્શિત થવા જોઇએ તેવો જ આગ્રહ યોગ્ય છે

### ગ્રથકાર

ગ્રથના માર્મિક પાઠકો અને તટસ્થ ચિતકોને ગ્રથકાર માટે કેવું બહુમાન પેદા થયેલ છે તે તો આપણે આગળ જોઇશું તે પહેલા ગ્રથકારનુ અનેકવિધ વ્યક્તિત્વ પણ દષ્ટિ ગોચર કરવા જેવું છે

તેઓશ્રીના જીવનની કેટલીક વિશિષ્ટતાઓ તેમના સાહિત્ય સર્જનમા પણ ઉતર્યા વગર રહે નહિં માટે પણ તે વ્યક્તિત્વની સ્પષ્ટતા કરવી યોગ્ય છે

૧ સૌ પ્રથમ તેઓશ્રીને પૂ૦ કમલસૂરીશ્વરજી મ૦ તેમ જ પૂ૦ આત્મારામજી મ૦ જેવા ગુરુ અને પ્રગુરુ પ્રાપ્ત થયા હતા જેઓમા રહેલ શાસનપ્રેમ અને સત્ય ગવેષણ તેમનામા સહજ રીતે સક્રાત થયા હતા

૨ વ્યાખ્યાનની અજોડ શક્તિએ વાદવિવાદના અનેકાનેક પ્રસગો પ્રાપ્ત કરાવ્યા હતા જેથી દાર્શનિક જ્ઞાન અત્યન્ત પુષ્ટ બને તેમાં કોઇ આશ્ચર્ય ન ગણાય

૩ સ્મૃતિ અને સ્વાધ્યાય મગ્નતા વડે જીવન આગમની ગરજ સારવા તેઓ શક્તિમાન હતા

૪ સ્વભાવ તો ધર્મના અંગો હોવામાં વિનમ્ર પણ હતી જેનું દર્શન મહત્ત્વનામાં પણ થાય છે

૫ સહજ કાવ્યશક્તિ પણ તેઓના ગ્રંથમાં દેખાયા વિના ન રહી શકે

આટલા વ્યક્તિત્વનો ખ્યાલ કરીને તેમના ગ્રંથનુ અવલોકન કરનાર જિજ્ઞાસુ કોઈ નવીન ચીજ પ્રાપ્ત કરશે

## વાચન મનન અને ચિંતન

'તત્ત્વ ન્યાય વિભાકર' આનુ મૂલ વિ૦ સ૦ ૧૯૯૫માં પ્રકાશિત કરવામાં આવ્યો હતો અને સટીક ગ્રંથ વિ૦ સ૦ ૧૯૯૯ માં પ્રકાશિત થયો હતો

મૂલ અને સટીક ગ્રંથ પ્રકાશિત થતા જૈન જૈનેતર સમાજ તરફથી પણ કેટલાક વિચાર પ્રવાહો પ્રગટિત થયા જે પ્રસ્તુત ગ્રંથની મહત્તાના જ સૂચક બન્યા છે

ગ્રંથના પ્રથમ સૂત્રે જ કેટલાકને વિહ્વળ બનાવી નાખ્યા હતા તેમાં એક જૈનેતર વિદ્વાન, આચાર્ય દર્શનસૂરિ મહારાજ તેમ જ કહેવાતા ઐતિહાસિક વિદ્વાન્ પં૦ કલ્યાણ-વિજયજીનો સમાવેશ થાય છે

જૈનેતર વિદ્વાન્ અને પં૦ કલ્યાણવિજયજીએ પ્રથમ સૂત્રના પ્રત્યેક શબ્દ માટે વિરોધ કર્યો છે, જે બંનેમાં શિષ્ટોચિત જવાબ કલ્યાણ માસિકમાં પ્રગટ થયેલ છે

પ્રથમ જૈનેતર વિદ્વાનનો જવાબ જાણીતા લેખક તેમ જ વિદ્વાન પન્યાસજી કનકવિજયજી ગણિવરે આપ્યો છે જે પૂ૦ ગુરુદેવ પ્રત્યેના પક્ષપાત નહીં પણ હૃદયની ભક્તિનું પણ સૂચન કરી જાય છે

પં કલ્યાણવિજયનો જવાબ સાધુ જીવનની શૈશવાવસ્થામા રહેલા વિદ્વાન મુનિ રાજયશવિજયજીએ આપેલ છે જે જે શબ્દો માટે પન્યાસ કલ્યાણવિજયજીએ વિરોધ કરેલ છે તે પ્રત્યેક શબ્દો આગમમા કયા કયા અને કેવી કેવી રીતે વપરાયા છે તેની ખૂબ સ્પષ્ટતા કરી છે

ઉપરોક્ત બને આક્ષેપકારોએ મૂલકારના હાર્દને પ્રકાશ કરતી ટીકા તરફ જોયું હોય તેમ લાગતું નથી

આચાર્ય દર્શનસૂરિજી ન્યાયપદ્ધતિથી પરિચિત હોવાના કારણે બીજી ચર્ચામા ન પડતા 'માર્ગ' શબ્દના એકવચન અને ઉપાય શબ્દના બહુવચનની જ ચર્ચામા પડ્યા છે અને ઉપસંહારમા એકાદ બે પુરુષ વચનો વાપરી સતોષ પામેલ છે આ સારીએ ચર્ચાનો ઉલ્લેખ કરવાનુ આ સ્થાન નથી છતાં તત્ત્વાર્થના પ્રથમ સૂત્રની સાથે સરખાવીને જ આના પ્રથમ સૂત્ર પર આક્ષેપ કરવામા આવ્યા છે તેથી આક્ષેપોની ભૂમિકા જ અયોગ્ય છે, અર્થાત્ તત્ત્વાર્થકારનુ પ્રથમ સૂત્ર મોક્ષમાર્ગનુ વિધાન ભિન્ન અપેક્ષાથી કરે છે જ્યારે પૂ૦ ગુરુદેવનુ પ્રથમસૂત્ર ભિન્ન અપેક્ષાથી પ્રવૃત્ત છે અહીં આટલીજ નોંધ કરવી પર્યાપ્ત માનીએ છીએ અન્યત્ર સંસ્કૃતમા જવાબ આપવામા આવશે

જૈન સાધુઓને જૈનેતર વિદ્વાનો તો ઠીક પણ જૈનેતર વિદ્વાન એ એસ ગોપાણી પણ જણાવે છે કે "આચાર્યશ્રી વાગ્વિદક ડોળ વિના તેમ જ શબ્દની કરકસરથી (પ્રસ્તુત ગ્રથમા) સત્યને રજુ કરે છે" અને ગ્રથની ઉપયોગિતાને જોતા તો એ તેને (ગ્રથની ઉપયોગિતાને) સર્વજ્ઞાનસગ્રહ તરીકે બીરદાવે છે ઘણા વિદ્વાનો હજી પણ તેવા વર્ણન કરતા તૃપ્ત થતા નથી

તત્ત્વાર્થનુ અધ્યયન કરાવતા આ ગ્રથને પરિશિષ્ટ તરીકે આયોજિત કરી અભ્યાસક્રમમા પણ નિયુક્ત કરવા જેવો છે

## પ્રસ્તુત ભાષાતર અને ભાષાતરકાર

આ મૂળ ગ્રથની પ્રસ્તાવના નથી તેથી ગ્રથ વિષે વધુ વિસ્તારથી વર્ણન કરેલ નથી પણ કેટલીક આવશ્યક દિશા-સૂચન જ કરવામા આવ્યુ છે

ઉપરોક્ત તત્ત્વ ન્યાય વિભાકર ગ્રથનુ ભાષાતર આ ગ્રથમા કરવામા આવેલ છે ભાષાતરકર્તાએ લલિત વિસ્તરા જેવા ગ્રથનુ ભાષાતર કરીને વિદ્વાન્ જગતને પોતાની વિદ્વત્તાનો પરિચય સારી રીતે કરાવેલા જ છે તેથી તે બાબતમા વધુ કશુ કહેવાની જરૂર રહેતી નથી

પ્રસ્તુત મૂળ ગ્રથની સાથે તેમનો બીજા કોઇ પણ કરતા નિકટતમ સબધ છે

મૂળ ગ્રથના અતે તેમણે સસ્કૃતમા પ૨ પ્રમાણ બનાવેની ઘણુ સન્માન પામેલ છે તેમ જ ગ્રથરૂપ પ્રાસાદ શિખર સમી શોભી રહેલી છે

તદ્દુપરાન્ત સારોય ગ્રંથ તેમણે કંઠસ્થ કર્યો છે એટલુ જ નહિ પણ પૂ૦ ગુરુદેવે જ સારોય ગ્રંથ તેમને ભણાવ્યો છે આથી તેઓ ગ્રંથકર્તાના તો અત્યંત ઋણી હતા જ પણ સાથે સાથે ગ્રંથના પણ સ્વતંત્ર રીતે ઋણી બની ચૂકયા છે

પ્રસ્તુત ભાષાંતર દ્વારા તેઓ ગ્રંથની મહત્તા અને ગ્રંથકારના અદ્ભુત જ્ઞાનવિકાસનો ગુજરાતી જનતાને સુંદર પરિચય આપી શકશે

આ ગ્રંથની યોગ્યતા જોઈને "પૂ૦ ગુરુદેવની વિદ્યમાન અવસ્થામાં અનુભવી વિદ્વાન્ હીરાલાલ રસિકલાલ કાપડીયાએ આ ગ્રંથનું ભાષાંતર કરવાનો મનોરથ સેવ્યો હતો તે માટે થોડોક પ્રયત્ન પણ તેમણે કર્યો હતો પણ કાળબળે તે કાર્ય આજ સુધી પૂરું નહિ ત્યારે તેઓએ પૂ૦ ગુરુદેવના શિષ્ય મંડલ પાસેથી પણ સટીક તત્ત્વન્યાય વિભાકરના ભાષાંતરની આશા સેવી હતી

આજે તેમાંથી થોડું પણ કાર્ય પં૦ ભદ્રંકરવિજય ગણિવર કરી રહ્યા છે તેથી મને અત્યંત આનંદ થયો છે સાથે સાથે કેટલાય સંસ્કૃત અનભિજ્ઞવર્ગ પણ અનુપમ આનંદ અનુભવશે તે નિર્વિવાદ સત્ય છે

પં૦ ભદ્રંકરવિજયજી સંસ્કૃતના પ્રાંજલકવિ અને લેખક છે સાથે સાથે ભાષાંતર કરવાની દિશામાં પણ તેમણે લક્ષ્ય રાખ્યું છે તે ગુજરાતી પ્રજા માટે અત્યંત સદ્ભાગ્યની વાત છે

તેમ જ તેઓ આ ગ્રથ ઉપર સ્વતત્ર રીતે પણ ગુજરાતીમા લખે તે ઘણુ જ ઉપયોગી છે

કારણ કે તેઓ આ ગ્રથના હાર્દને ઉપર જણાવ્યા મુજબ સારી રીતે પામેલ છે વળી ભાષાતરિત ગ્રથોના કેટલાક પરિશિષ્ટો ઉમેરે કે જેથી અભ્યાસીઓની કેટલીક કઠીનતા દૂર થઈ જાય તે પણ ઇચ્છવા યોગ્ય છે

ભાષાતરિત ગ્રથની શરૂઆતમા પ્રસ્તુત ગ્રથના અભ્યાસ દ્વારા તેમના મગજમા કેવી છાપ ઉપસ્થિત થઈ છે તે પણ ગુજરાતી ભાષામાં આલેખન કરશે તો ભાષાતરિત ગ્રથ તેમજ મૂળગ્રથનુ ગૌરવ વધુ પ્રચાર પામશે

અતમા તેમની શ્રુતોપાસના ગુરુભક્તિ અને શાસનસેવાની ધગશ નિરતર વધતી રહે તેવીજ શાસન દેવોને અભ્યર્થના કરૂ છુ શાસનસેવાનુ બળ તેમને પ્રાપ્ત થાય તેવી અતરની આશિષ વરસાવી અહી જ વિરમુ છુ

લિ૦
આચાર્ય વિક્રમસૂરિ

(નોધ —પ્રથમ ભાગના 'આમુખ'માથી સુધારા સાથે અત્રે પ્રસ્તાવના ઉપયોગી હોવાથી આપવામા આવી છે પ્ર૦)



ऐं नम

પૂજ્યપાદ આચાર્યભગવંત શ્રીમદ્વિજયલબ્ધિસૂરીશ્વરજી

મહારાજ વિરચિત

# તત્ત્વન્યાયવિભાકર

ભા૦ ૨




मतिश्रुतावधिमनःपर्यवकेवलानि ज्ञानानि ॥१॥

અર્થ—મતિજ્ઞાનાવરણક્ષયોપશમથી પ્રગટ થનાર જ્ઞાન 'મતિજ્ઞાન' શ્રુતજ્ઞાનાવરણક્ષયોપશમથી ઉત્પન્ન થનાર જ્ઞાન 'શ્રુતજ્ઞાન' અવધિજ્ઞાનાવરણક્ષયોપશમથી પેદા થનાર જ્ઞાન 'અવધિજ્ઞાન' મનઃપર્યાયજ્ઞાનાવરણક્ષયોપશમથી જન્ય જ્ઞાન 'મનઃપર્યવજ્ઞાન' આમ આ ચાર પ્રકારના જ્ઞાનો 'ક્ષાયોપશમિક' કહેવાય છે. સર્વઘાતી કેવલજ્ઞાનાવરણના ક્ષયથી જન્ય 'કેવલજ્ઞાન' ક્ષાયિક કહેવાય છે. આ પ્રમાણે જ્ઞાનના પાંચ પ્રકારો જાણવા.

[જ્ઞાન, આત્માનો સ્વપ્રકાશક અસાધારણ ગુણ છે

એવ ચ- મેઘની શ્રેણી વગરના સૂર્યના જેવું સર્વઆવરણવગ રના જીવના સ્વભાવભૂત તે જ્ઞાન, કેવલજ્ઞાન તરીકે ઓળ ખાય છે તથા ચ- સર્વઘાતીકેવલજ્ઞાનાવરણથી સર્વથા જ્ઞાનમા આવરણનો અમભવ હોવાથી તે વખતે જે આ મદપ્રકાશ તે કેવલજ્ઞાનાવરણથી આવૃત્ત જીવને હોય છે તે મદપ્રકાશનાજ ભેદો મતિ વિ ચાર છે તેવા મદપ્રકાશમા કેવલજ્ઞાનાવરણ ી જ કારનતા છે કારણ કે, સ્પષ્ટપ્રકાશપ્રતિબધક પણ કેવલ જ્ઞાનાવરણની મદપ્રમાશમા કારણતા છે ઉત્કટ વાદળ વિ રૂપ આવરણમા સ્પષ્ટપ્રકાશનુ પ્રતિબધકપણુ અને મદપ્રકાશનુ જનકપણુ પ્રત્યક્ષ દેખીતુ છે ] (૧+૪૦૧)

एतान्येव प्रमाणानि ॥२॥

અથ —મતિજ્ઞાન, શ્રતજ્ઞાન, અવધિજ્ઞાન, મન પર્યવજ્ઞાન અને કેવલજ્ઞાન એમ આ પાચજ્ઞાનો 'પ્રમાણ' તરીકે કહે વાય અર્થાત્ હેય (છોડવા યોગ્ય) ના ત્યાગ અને ઉપાદેય (સ્વીકાર કરવા યોગ્ય) ના સ્વીકારમા સમર્થ હોવાથી જ્ઞાનો પ્રમાણભૂત ગણાય છે (૨+૪૦૨)

यथार्थनिर्णय प्रमाणम् ॥३॥

અર્થ —જે રૂપે-પ્રકારે વસ્તુ સ્થિત હોય તે યથાવસ્થિત વસ્તુ કહેવાય છે યથાવસ્થિતપણાએ જે જ્ઞાનવડે પદાર્થનો નિર્ણય થાય છે તે યથાર્થ નિર્ણાયક જ્ઞાન 'પ્રમાણ' તરીકે લક્ષિત કરાય છે અર્થાત્ યથાવસ્થિત સ્વપર પદાર્થ નિર્ણય કારક જ્ઞાનપણુ પ્રમાણનુ લક્ષણ છે (૩+૪૦૩)

तद्द्विविध पारमार्थिकप्रत्यक्षं [illegible] ॥४॥

प्रमाणस्य भेदनिरूपणम्

અર્થ —તે પ્રમાણ, બે પ્રકારનું છે

(૧) પારમાર્થિક પ્રત્યક્ષરૂપ પ્રમાણ

(૨) પરોક્ષરૂપ પ્રમાણ (૪+૪૦૪)

तत्रावधिमनःपर्ययकेवलानि पारमार्थिकप्रत्यक्षम् [illegible] श्रुते परोक्षे । परोक्षमपि सांव्यवहारिक[illegible] ज्ञानतर्कानुमानागमभेदात् पड्विधम् ॥५॥

અર્થ —પાંચ પ્રકારના જ્ઞાનોમાં કયા [illegible] પ્રત્યક્ષ પ્રમાણરૂપ અને કયા જ્ઞાનો પરોક્ષ[illegible] વાય છે?

આ શંકાના સમાધાન માટે કહે છે—

તે પાંચ જ્ઞાનો પૈકી અવધિજ્ઞાન, [illegible] કેવલજ્ઞાન એમ ત્રણ જ્ઞાનો 'પારમાર્થિક [illegible] ગણાય છે અને મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાન [illegible] ક્ષપ્રમાણ' રૂપ ગણાય છે

વળી પરોક્ષપ્રમાણ પણ (૧) સાં[illegible] સ્મરણ (૩) પ્રત્યભિજ્ઞા (૪) તર્ક (૫) [illegible] એમ છ પ્રકારનું છે (૫+૪૦૫)

अव्यवहितात्मद्रव्यमात्रसमुत्पन्न [illegible] क्षम् । तद्द्विविधं सकलं विकलञ्च ॥[illegible]

## પારમાર્થિકપ્રત્યક્ષનુ લક્ષણુ

અર્થ —ઇન્દ્રિય અને મનરૂપદ્વારની અપેક્ષા રાખ્યા સિવાય કેવલ અવ્યહિત-આત્મદ્રવ્યની અપેક્ષા રાખી અર્થાત્ જ્ઞાનાદિઆવરણુના ક્ષયોપશમથી કે ક્ષયથી અવ્યવહિત (ફક્ત) આત્મદ્રવ્યમાત્રથી ઉત્પન્ન થતુ જ્ઞાન 'પારમાર્થિકપ્રત્યક્ષ' તરીકે કહેવાય છે અવ્યવહિત આત્મદ્રવ્યમાત્ર જન્યત્વ વિશિષ્ટજ્ઞાન પણુ 'પારમાર્થિકપ્રત્યક્ષનુ લક્ષણ સમજવું તે પારમર્થિક પ્રત્યક્ષ બે પ્રકારે છે (૧) સકલ અને (૨) વિકલ (૬+૪૦૬)

कृत्स्नावरणक्षयात्केवल ज्ञान सकलम् ॥७॥

## સકલજ્ઞાનનુ નિરૂપણુ

અર્થ —સમ્યગ્દર્શનાદિરૂપઅતરગસામગ્રી અને જિન-કાલિકમનુષ્યભવ આદિરૂપ બહિરગસામગ્રી જનિત સકલઘાતી કર્મરૂપ સકલ આવરણુના ક્ષયથી જે કેવલજ્ઞાન ઉદિત થાય છે તેનો કોઇ અવરોધક નહીં હોઇ સકલપદાર્થવિષયક હોઇ કેવલજ્ઞાન 'સકલપારમાર્થિકપ્રત્યક્ષ' કહેવાય છે (૭+૪૦૭)

अशेषद्रव्यपर्यायविषयकसाक्षा त्कार केवलम् ॥८॥

## કેવલજ્ઞાનનુ લક્ષણુ

અર્થ —સર્વદ્રવ્યો અને તેના સર્વપર્યાયોના સાક્ષાત્કાર રૂપ પ્રત્યક્ષ 'કેવલજ્ઞાન' છે અર્થાત્ મુખ્યત્વે કરી સમસ્ત પર્યાયપ્રકારક અને સમસ્તદ્રવ્યવિષયક જ્ઞાન એ કેવલજ્ઞાનનુ લક્ષણુ છે (૮+૪૦૮)

इदश्च घातिकर्मक्षयाद् भवति ॥९॥

અર્થ—કર્મના ઘાતી અને અઘાતીરૂપે બે પ્રકારો છે તેમાથી ઘાતીકર્મરૂપ આવરણુના ક્ષયથી કેવલજ્ઞાનનો પ્રાદુર્ભાવ થાય છે (૯+૪૦૯)

तद्वानेव सर्वज्ञ ॥१०॥

અર્થ—કેવલજ્ઞાન, આત્માનો સ્વભાવરૂપ પર્યાય છે માટે આત્મસ્થજ કેવલજ્ઞાન, વિષયનો પરિચ્છેદ કરે છે નહીં કે વિષયની પાસે જઇને જો આત્માને છોડી કેવલજ્ઞાનનુ જ્ઞેય દેશમા ગમન માનવામા આવે તો આત્મા, સ્વભાવ વગરનો થઇ જાય! કા તો વિષયોનો સ્વભાવ કેવલજ્ઞાન થઇ જાય! માટે આ બધુ લક્ષ્યમા રાખી કેવલજ્ઞાન અપ્રાપ્યકારી હોઇ તેવા અપ્રાપ્યકારી કેવલજ્ઞાનવાળો જ આત્મા, સર્વજ્ઞ (અર્હદાદિ પરમાત્મા) કહેવાય છે

[ અહીં 'तद्वान्' અર્થાત્ કેવલજ્ઞાનનો આત્માની સાથે નિત્ય સબધ દર્શાવનાર 'नित्ययोग અર્થમા मतुप्प्रत्यय' લાગેલો છે એમ સમજવુ (૧૦+૪૧૦)

अवधिमनःपर्यवौ तु तत्तदावरणक्षयोपशमजन्यत्वाद्विकलौ ॥११॥

## વિકળજ્ઞાનના પ્રકારો

અર્થ—(૧) અવધિજ્ઞાનાવરણ કર્મના ક્ષયોપશમથી પેદાથનાઇ અવધિજ્ઞાન, રૂપિદ્રવ્યવિષયક હોઈ, સર્વવિષયક

નહી હોવાથી 'વિકલપારમાર્થિકપ્રત્યક્ષ' કહેવાય છે (૨) મન પર્યવજ્ઞાનાવરણ કર્મના ક્ષયોપશમથી પેદા થનારૂં મન પર્યવજ્ઞાન, મનોદ્રવ્યરૂપવિષયનુ અવગાહી હોઇ સકલવિષયક નહી હોવાથી 'વિકલપારમાર્થિકપ્રત્યક્ષ' કહેવાય છે

અહીં એ વસ્તુ સૂચિત થાય છે કે, આ બે જ્ઞાનો-વિકલક્ષાયોપશમિક હોઇ કેવલજ્ઞાનથી ભિન્ન છે, કેવ ળીમા રહેતા નથી કેમકે, કેવલજ્ઞાન ક્ષાયિક છે અને કેવલીઓ ક્ષાયિકભાવવાળા હોય છે કેવલીઓ સ્વભાવથી નિરતર કેવલજ્ઞાનદર્શનરૂપ ઉપયોગમા વતતા હોય છે બીજા ઉપયોગનો અભાવ છે (૧૧+૪૧૧)

इन्द्रियसयमनिरपेक्षो रूपिद्रव्यविषयकसाक्षात्कारोऽवधि स द्विविधो भवजन्यो गुणजन्यश्चेति । भवो जन्म, तस्माज्जन्यो यथा सुरनारकाणाम् , गुणस्सम्यग्दर्शनादि , तज्जन्यो यथा नरतिरश्चाम् ॥१२॥

## અવધિજ્ઞાનનું લક્ષણ

અર્થ—જેમાં ઇન્દ્રિયોની અને સયમની નિયમથી અપેક્ષા નથી એવો રૂપીદ્ર યવિષયનો સાક્ષાત્કાર-વિકલપારમાર્થિકપ્રત્યક્ષરૂપ જ્ઞાન 'અવધિ' કહેવાય છે

તે અવધિજ્ઞાન બે પ્રકારનુ છે (૧) ભવજન્ય (૨) ગુણજન્ય (૧) ભવજન્ય અવધિજ્ઞાન-ભવ એટલે જન્મથી પેદા થનારૂં અવધિજ્ઞાન જેમકે, દેવનારકીઓનુ અવધિજ્ઞાન (૨) ગુણજન્ય અવધિજ્ઞાન-સમ્યગ્દર્શનાદિરૂપ ગુણથી પેદા થનારૂં અવધિજ્ઞાન જેમકે, મનુષ્ય તિર્યચોનુ અવધિજ્ઞાન

શંકા=ભવજન્યઅવધિજ્ઞાન, ભવનુ ઔદયિકપણુ હોઈ ભવજન્યઅવધિજ્ઞાન ઔદયિક થાય ! અને ક્ષાયોપશમિક ભાવમા અવધિ કહેવાય છે તો અહીં વિરોધ કેમ નહી ?

સમાધાન=ભવજન્ય પણ અવધિજ્ઞાન મુખ્યતયા ક્ષયોપશમ જન્ય હોઈ ક્ષયોપશમિક જ છે પરતુ તે ક્ષયોપશમ પણ નારક કે દેવભવ હોયે છતે અવશ્ય થાય છે માટે દેવ-નાર કોના અવધિજ્ઞાનને 'ભવજન્ય' તરીકે કહેવાય છે (૧૨+૪૧૨)

अनुगाम्यननुगामिहीयमानवर्धमानप्रतिपात्यप्रतिपातिभेदात् षड्विघोऽवधि । अवधिमत्पुरुषसहगमनस्वभावोऽनुगामी ॥१३॥

અવધિજ્ઞાનના છ ભેદોનુ ક્રમશ વર્ણન-

અર્થ—અવધિજ્ઞાન, (૧) અનુગામી (૨) અનનુગામી (૩) હીયમાન (૪) વર્ધમાન (૫) પ્રતિપાતિ (૬) અપ્રતિપાતિ એમ છ પ્રકારનુ છે

(૧) જે ઉત્પન્ન થયેલુ અવધિજ્ઞાન, દેશાતર જતા પોતાના સ્વામીની સાથે નેત્રાદિની માફક જાય છે તે 'અનુગામિ' અવધિજ્ઞાન કહેવાય છે આવુ જ અવધિજ્ઞાન, દેવોને અને નારકીઓને હોય છે (૧૩+૪૧૩)

उत्पत्तिस्थानस्वच्छेदकशरीरावच्छेदेनैव विषयावभासकोऽननुगामी ॥१४॥

અર્થ—(૨) જે સ્થાનમા અવધિજ્ઞાન ઉત્પન્ન થયુ તેનો સ્વામી જ્યારે તે સ્થાનને છોડી બીજા સ્થાને જાય ત્યારે તે

નહી હોવાથી 'વિકલપારમાર્થિકપ્રત્યક્ષ' કહેવાય છે (૨) મન પર્યવજ્ઞાનાવરણ કર્મના ક્ષયોપશમથી પેદા થનારૂં મન પર્યવજ્ઞાન, મનોદ્રવ્યરૂપવિષયનુ અવગાહી હોઇ સકલવિષયક નહી હોવાથી 'વિકલપારમાર્થિકપ્રત્યક્ષ' કહેવાય છે

અહીં એ વસ્તુ સૂચિત થાય છે કે, આ બે જ્ઞાનો-વિકલક્ષાયોપશમિક હોઇ કેવલજ્ઞાનથી ભિન્ન છે, કેવલીમા રહેતા નથી કેમકે, કેવલજ્ઞાન ક્ષાયિક છે અને કેવલીઓ ક્ષાયિકભાવવાળા હોય છે કેવલીઓ સ્વભાવથી નિરતર કેવલજ્ઞાનદર્શનરૂપ ઉપયોગમા વર્તતા હોય છે બીજા ઉપયોગનો અસભવ છે (૧૧+૪૧૧)

इन्द्रियसंयमनिरपेक्षो रूपिद्रव्यविषयकसाक्षात्कारोऽवधिः स द्विविधो भवजन्यो गुणजन्यश्चेति । भवो जन्म, तस्माज्जन्यो यथा सुरनारकाणाम् , गुणस्सम्यग्दर्शनादि , तज्जन्यो यथा नरतिरश्चाम् ॥१२॥

## અવધિજ્ઞાનનુ લક્ષણ

અર્થ—જેમા ઇન્દ્રિયોની અને સયમની નિયમથી અપેક્ષા નથી એવો રૂપીદ્રવ્યવિષયનો સાક્ષાત્કાર-વિકલપારમાર્થિકપ્રત્યક્ષરૂપ જ્ઞાન 'અવધિ' કહેવાય છે

તે અવધિજ્ઞાન બે પ્રકારનુ છે (૧) ભવજન્ય (૨) ગુણજન્ય (૧) ભવજન્ય અવધિજ્ઞાન-ભવ એટલે જન્મથી પેદા થનારૂ અવધિજ્ઞાન જેમકે, દેવનારકીઓનુ અવધિજ્ઞાન (૨) ગુણજન્ય અવધિજ્ઞાન-સમ્યગ્દર્શનાદિરૂપ ગુણથી પેદા થનારૂ અવધિજ્ઞાન જેમકે, મનુષ્ય તિર્યચોનુ અવધિજ્ઞાન

શંકા=ભવજન્યઅવધિજ્ઞાન, ભવનુ ઔદયિકપણુ હોઈ ભવજન્યઅવધિજ્ઞાન ઔદયિક થાય ! અને ક્ષાયોપશમિક ભાવમા અવધિ કહેવાય છે તો અહીં વિરોધ કેમ નહી ?

સમાધાન=ભવજન્ય પણ અવધિજ્ઞાન મુખ્યતયા ક્ષયોપશમ જન્ય હોઈ ક્ષયોપશમિક જ છે પરતુ તે ક્ષયોપશમ પણ નારક કે દેવભવ હોયે છતે અવશ્ય થાય છે માટે દેવ-નારકોના અવધિજ્ઞાનને 'ભવજન્ય' તરીકે કહેવાય છે (૧૨+૪૧૨)

अनुगाम्यननुगामिहीयमानवर्धमानप्रतिपात्यप्रतिपातिभेदात् षड्विधोऽवधि । अवधिमत्पुरुषसहगमनस्वभावोऽनुगामी ॥१३॥

અવધિજ્ઞાનના છ ભેદોનુ ક્રમશ વર્ણન-

અર્થ —અવધિજ્ઞાન, (૧) અનુગામી (૨) અનનુગામી (૩) હીયમાન (૪) વર્ધમાન (૫) પ્રતિપાતિ (૬) અપ્રતિપાતિ એમ છ પ્રકારનુ છે

(૧) જે ઉત્પન્ન થયેલુ અવધિજ્ઞાન, દેશાતર જતા પોતાના સ્વામીની સાથે નેત્રાદિની માફક જાય છે તે 'અનુગામિ' અવધિજ્ઞાન કહેવાય છે આવુ જ અવધિજ્ઞાન, દેવોને અને નારકીઓને હોય છે (૧૩+૪૧૩)

उत्पत्तिक्षेत्रैकशरीरावच्छेदेनैव विषयावभासकोऽननुगामी ॥१४॥

અર્થ —(૨) જે સ્થાનમા અવધિજ્ઞાન ઉત્પન્ન થયુ તેનો સ્વામી જ્યારે તે સ્થાનને છોડી બીજા સ્થાને જાય ત્યારે તે

સ્વામીની સાથે જતું નથી અને તે સ્થાનમા રહેલા તે સ્વામીને હોય છે તે અવધિજ્ઞાન 'અનનુગામી અવધિજ્ઞાન' કહેવાય છે

પૂર્વનું અનુગામી અને અનનુગામી અવધિજ્ઞાન, મનુષ્ય અને તિર્યંચોને હોય છે (૧૪+૪૧૪)

स्वोत्पत्तितः क्रमेणाल्पविषयो हीयमान ॥१५॥

અર્થ —(૩) પોતાની ઉત્પત્તિથી માંડી ક્રમથી અલ્પ વિષયવાળુ થતુ (ઘટતું) અવધિજ્ઞાન 'હીયમાન અવધિજ્ઞાન' કહેવાય છે (૧૫+૪૧૫)

स्वोत्पत्तित क्रमेणाधिकविषयो वर्धमान ॥१६॥

અર્થ —(૪) પોતાની ઉત્પત્તિથી આરભી ક્રમસર અધિક વિષયવાળુ થતુ (વધતુ) અવધિજ્ઞાન 'વર્ધમાન અવધિજ્ઞાન' કહેવાય છે (૧૬+૪૧૬)

उत्पत्त्यनन्तर पतनशील प्रतिपाती ॥ १७ ॥

અર્થ —(૫) ઉત્પત્તિ બાદ કેટલાક કાલ સુધી રહી, પડવાના સ્વભાવવાળુ અવધિજ્ઞાન 'પ્રતિપાતી અવધિજ્ઞાન' (અનવસ્થિત) કહેવાય છે (૧૭+૪૧૭)

तद्विपरीतोऽप्रतिपाती ॥ १८ ॥

અર્થ —(૬) પ્રતિપાતિથી વિપરીત અર્થાત્ નહી પડવાના સ્વભાવવાળુ અવધિજ્ઞાન "અપ્રતિપાતી અવધિજ્ઞાન'

(અવસ્થિત) કહેવાય છે ત્યા નારકીઓ, ભવનપતિ, વાન મતર, જ્યોતિષી, વૈમાનિક દેવો, અનુગામી અને અપ્રતિપાતિ અવધિજ્ઞાન વાળાઓજ છે

અવધિજ્ઞાનના ઉપરોક્ત છ ભેદો, મનુષ્યોને તો હોય પરતુ તિર્યંચ પચેન્દ્રિયોને પણ હોય છે (૧૮+૪૧૮)

संयमविशुद्धिहेतुकं मनोद्रव्यपर्यायमात्रसाक्षात्कारि ज्ञानं मनःपर्यवः। स ऋजुमतिविपुलमतिभेदेन द्विविधः ॥१९॥

### મન પર્યવ જ્ઞાનનુ લક્ષણ

અર્થ — સયમની વિશુદ્ધિના હેતુવાળુ [અપ્રમત્તપણાની ઋદ્ધિની પ્રાપ્તિ, ક્ષમા વગેરે વાળા મુનિને જ ઉપજતુ હોવાથી કહ્યુ છે કે સયમ વિશુદ્ધિજન્ય] મનોદ્રવ્યના પર્યાયમાત્રને સાક્ષાત્ કરનારૂ [મનરૂપે પરિણત થયેલા દ્રવ્યોના પર્યાયોને પરિચ્છેદ કરનારૂ] વિકલ પારમાર્થિક પ્રત્યક્ષરૂપ જ્ઞાન 'મન પર્યવ' કહેવાય છે તે મન પર્યવજ્ઞાન, ઋજુમતિ અને વિપુલ મતિ ભેદથી બે પ્રકારનુ છે

(૧) મનરૂપે પરિણત થયેલા દ્રવ્યોનો થોડાક પર્યાયો સહિત સાક્ષાત્કાર કરાવનારો બોધ તે 'ઋજુમતિ મન પર્યવ જ્ઞાન' કહેવાય છે જેમ કે, કોઈ મનુષ્ય ઘટનો વિચાર કરતો હોય તો ઋજુમતિ એટલુ કહી શકે કે તે ઘટનો વિચાર કરે છે

(૨) મનરૂપે પરિણત થયેલા દ્રવ્યોનો ઘણા પર્યાયોની સાથે વિશિષ્ટાકારે સાક્ષાત્કાર કરાવનારો બોધ તે વિપુલ

મતિ મન પર્યવ જ્ઞાન ' જેમ કે, વિપુલમતિ સોનાનો, પાટલિપુત્રનો, આજનો, મોટો, ઓરડામા રહેલો, ફ્લથી ઢ કાયેલો ઈત્યાદિ વિશિષ્ટ પ્રકારના ઘટનો વિચાર કરે છે વિપુલમતિ, ઋજુમતિ કરતા વધારે શુદ્ધ છે ( ૧૯+૪૧૯ )

आद्यज्ञान कदाचित्प्रच्यवते द्वितीय तु न कदापीत्यन योर्वपम्यम् ॥ २० ॥

અર્થ — ઋજુમતિ રૂપ ( આદ્ય ) પ્રથમ જ્ઞાન, કદાચિત પડી જાય છે અર્થાત્ કેવલજ્ઞાન થાય ત્યા સુધી ટકી રહે એવો નિયમ નથી બીજુ વિપુલમતિ જ્ઞાન કદાચિત્ પડતુ નથી અર્થાત્ કેવલજ્ઞાનની પ્રાપ્તિ સુધી રહે છે આમ આ બનેનો ભેદ સમજવો (૨૦+૪૨૦)

ઇતિ-પારમાર્થિક પ્રત્યક્ષ નિરૂપણ નામક પ્રથમ કિરણ



## परोक्षज्ञाननिरूपण
## द्वितीय• किरण•

व्यवहितात्मद्रव्यजन्य ज्ञान परोक्षम् ॥ १ ॥

### પરોક્ષ જ્ઞાનનું લક્ષણ

અર્થ —જે જ્ઞાન, સાક્ષાત્ કેવલ આત્માથી જ પેદા થતું નથી પરંતુ વચ્ચે વ્યવધાનકારક વિશિષ્ટ નિમિત્તરૂપ ઇંદ્રિય-મનની અપેક્ષા રાખી થતું જ્ઞાન- તેવું જ્ઞાન વિશિષ્ટ નિમિત્ત સાપેક્ષ હોઇ વ્યવહિત આત્મ દ્રવ્યજન્યજ્ઞાન 'પરોક્ષ જ્ઞાન' કહેવાય છે (૧+૪૨૧)

इन्द्रियमनोजन्यो विशदावभासस्साव्यवहारिकप्रत्यक्षम् ॥ २ ॥

### સાંવ્યવહારિક પ્રત્યક્ષનું લક્ષણ

અર્થ —ઇન્દ્રિયથી કે મનથી અથવા ઇન્દ્રિય અને મનથી (ઉભયથી) પેદા થનારો વિશદ (સ્પષ્ટ-સાકાર) બોધ રૂપ અવભાસ 'સાંવ્યવહારિક પ્રત્યક્ષ' કહેવાય છે [ સાંવ્યવહારિક પ્રત્યક્ષમાં બહિરંગઅપેક્ષાકારણરૂપ પ્રકાશ, વિષય, અંતરંગ અપેક્ષાકારણ ઇન્દ્રિયો છે પરંતુ પારમાર્થિક કારણરૂપ સર્વ જ્ઞાન સાધારણક્ષયોપશમ છે ] (૨+૪૨૨)

મતિ મન પર્યવ જ્ઞાન ' જેમ કે, વિપુલમતિ સોનાનો, પાટ લિપુત્રનો, આજનો, મોટો, ઓરડામા રહેલો, ફુલથી ઢકાયેલો ઈત્યાદિ વિશિષ્ટ પ્રકારના ઘટનો વિચાર કરે છે વિપુલમતિ, ઋજુમતિ કરતા વધારે શુદ્ધ છે ( ૧૯+૪૧૯ )

आद्यज्ञान कदाचित्प्रच्यवते द्वितीयन्तु न कदापीत्यनयोर्वैषम्यम् ॥ २० ॥

અર્થ — ઋજુમતિ રૂપ ( આદ્ય ) પ્રથમ જ્ઞાન, કદાચિત પડી જાય છે અર્થાત્ કેવલજ્ઞાન થાય ત્યા સુધી ટકી રહે એવો નિયમ નથી બીજુ વિપુલમતિ જ્ઞાન કદાચિત્ પડતુ નથી અર્થાત્ કેવલજ્ઞાનની પ્રાપ્તિ સુધી રહે છે આમ આ બનેનો ભેદ સમજવો ( ૨૦+૪૨૦ )

ઇતિ-પારમાર્થિક પ્રત્યક્ષ નિરૂપણ નામક
પ્રથમ કિરણ



निर्वृत्त्युपकरण भेदेन द्रव्येन्द्रिय द्विविधम्। निर्वृत्तिराकार. ॥ ६ ॥

## દ્રવ્યેન્દ્રિયનો વિભાગ

અર્થ—નિવૃત્તિ અને ઉપકરણના ભેદથી દ્રવ્યેન્દ્રિય, બે પ્રકારની છે નિર્વૃત્તિ એટલે આકાર, ઉપકારક ઉપકરણ આ બે પુદ્ગલપરિણામરૂપ છે ભાવેન્દ્રિયરૂપ ઉપયોગનુ નિમિત્ત કારણ થાય છે (૬+૪૨૬)

निर्वृत्तीन्द्रियमपि द्विविध बाह्याभ्यन्तरभेदात् । बाह्य पपटिकादि, आन्तर कदम्बपुष्पाद्याकार पुद्गलविशेष ॥७॥

## નિવૃત્તિઇન્દ્રિયનો વિભાગ

અર્થ—નિવૃત્તિઇન્દ્રિય પણ (૧) બાહ્ય (૨) અભ્યતર ભેદથી બે પ્રકારની છે આ બાહ્ય અભ્યતર ભેદવાળી નિવૃત્તિ ઇન્દ્રિય, નિર્માણ નામકર્મ વિશેષથી બનેલી, ઉપયોગ ઇન્દ્રિયના અવધાનના પ્રદાનમા હેતુભૂત છે

(૧) બાહ્ય નિર્વૃત્તિઇન્દ્રિય=શ્રોત્રેન્દ્રિય આશ્રીને કાનપાપડી એ બાહ્ય આકૃતિ છે, નેત્રેન્દ્રિય આશ્રીને આખનો ડોળો, ભૂ વિ બાહ્ય આકૃતિ સમજવી

(૨) અભ્યતર નિર્વૃત્તિઇન્દ્રિય=શ્રોત્રેન્દ્રિય આશ્રીને અન્ત નિર્વૃત્તિરૂપ કદબના પુષ્પ સરખો આકાર જાણવો ચક્ષુઇન્દ્રિયની મસૂર ધા ય સમાન અભ્યતર આકૃતિ છે ઘ્રાણેન્દ્રિયની અતિ મુક્ત પુષ્પ સમાન અદરની આકૃતિ છે રસનેન્દ્રિયનો

अनुमानादिभ्यो विशेषप्रकाशनाद्विशदत्वमस्य ॥ ३ ॥

અર્થ—અનુમાન આદિ કરતા વિશેષ પ્રકાશન-નિયત વર્ણ સસ્થાન વિષયરૂપ અર્થના આકાર વિ નો પ્રતિભાસ હોઈ આ સાવ્યવહારિક પ્રત્યક્ષનુ વિશદપણુ-સ્પષ્ટપણુ છે જ્ઞાનમા વિશદ અવભાસપણુ પ્રબલતર જ્ઞાનાવરણ વીર્યાન્તરાય કર્મ ક્ષયોપશમ વિશેષથી થાય છે (૩+૪૨૩)

तद्द्विविधमैन्द्रिय मानसञ्च। इन्द्रियजन्य प्रत्यक्षमैन्द्रियम्। मनोजन्यप्रत्यक्ष मानसम् ॥ ४ ॥

અર્થઃ—તે સાવ્યવહારિક પ્રત્યક્ષ, બે પ્રકારનુ છે (૧) ઐન્દ્રિય (૨) માનસ

(૧) ઇન્દ્રિયજન્ય પ્રત્યક્ષ 'ઐન્દ્રિય' કહેવાય છે

(૨) દ્રવ્યરૂપ મનથી પેદા થતુ પ્રત્યક્ષ 'માનસ' કહેવાય છે (૪+૪૨૪)

तत्रेन्द्रिय द्रव्यभावभेदेन द्विविधम् ॥ ५ ॥

અર્થ—ત્યા સાવ્યવહારિક પ્રત્યક્ષના લક્ષણમા સ્થિત ઇન્દ્રિય, દ્રવ્ય અને ભાવના ભેદથી બે પ્રકારની છે

દ્રવ્ય=પરિણામવિશેષ-પરિણત વર્ણ વિ આરવાળુ પુદ્ગલરૂપ દ્રવ્ય સમજવુ

ભાવ=આત્મપરિણામવિશેષને ભાવ સમજવો એટલે અહી પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ, આકાશરૂપ ઇન્દ્રિયો માનેલ નથી (૫+૪૨૫)

(૧) લબ્ધિ રૂપ ભાવેન્દ્રિય=આત્મામા રહેલ, ગતિ જાતિ વિ નામકમ ન' ઉદયથી મનુષ્યપણુ પચેન્દ્રિયપણુ વિ ની પ્રાપ્તિ હોયે છને ઇન્દ્રિયવિષયરૂપ શબ્દ વિ મા જ જે આ વિશેષ ઉપયોગ, તેના આવરણના ક્ષયોપશમરૂપ અર્થના ગ્રહણની શક્તિ, 'લબ્ધિઇન્દ્રિય' કહેવાય છે

અર્થાત્ ગતિ જાતિ ઇત્યાદિ નામકર્મો જેના કારણરૂપ છે એવો તે તે ઇન્દ્રિયવિષયક જ્ઞાનના આવરણરૂપ કર્મનો ક્ષયોપશમ 'લબ્ધિ ઇન્દ્રિય' કહેવાય છે, (૯+૪૨૯)

अर्थग्रहणनिमित्त आत्मव्यापारपरिणामविशेष उपयोग ॥ १० ॥

ઉપયોગ ઇન્દ્રિયનુ લક્ષણ

**અર્થ**—વિષયરૂપ અર્થગ્રહણના નિમિત્તવાળો, આત્માના વ્યાપારરૂપ પરિણામવિશેષ 'ઉપયોગઇન્દ્રિય' કહેવાય છે અર્થાત પોતપોતાની ક્ષયોપશમરૂપ લબ્ધિ અનુસારે એટલે કે જે ઇન્દ્રિયની જે લબ્ધિ હોય તે પ્રમાણે વિષયોને વિષે થતો આત્માનો વ્યાપાર 'ઉપયોગ ઇન્દ્રિય' કહેવાય છે આ ઉપયોગ, જ્યારે દ્રવ્યેન્દ્રિયની અપેક્ષાવાળો થાય છે ત્યારે જ ઉપયોગેન્દ્રિય નામવાળો થાય છે અ યથા નહી

ઇન્દ્રિયોનો લાભ ક્રમ—

(૧) પહેલા ઇન્દ્રિયાવરણ ક્ષયોપશમ રૂપ લબ્ધિનો લાભ (૨) પછી બાહ્ય અભ્ન તર ભેદવાળી નિર્વૃત્તિ ઇન્દ્રિયના શક્તિ રૂપ ઉપકરણ ઇન્દ્રિયનો લાભ

( અરપડા ) ક્ષુરપ્ર સમાન અંદરનો આકાર છે સ્પર્શનેન્દ્રિયનો અંદરનો વિવિધ આકાર છે

આ નિર્વૃત્તિઇન્દ્રિય, પુદ્ગલવિશેષ છે ( ૭+૪૨૭ )

आन्तरेन्द्रियनिष्ठस्वस्वार्थग्रहणसामर्थ्यात्मकशक्तिविशेष उपकरणेन्द्रियम् । पुद्गलशक्तिरूपत्वादस्य द्रव्यत्वम् । अस्योपघाते च निर्वृत्तीन्द्रियसत्त्वेऽपि नार्थग्रहः ॥ ८ ॥

ઉપકરણ ઇન્દ્રિયનુ વર્ણન

અર્થ—કદંબ પુષ્પ વિગેરે આકાર રૂપ શ્રોત્રાદિ અભ્યંતર ઇન્દ્રિયમા રહેલ, પોતપોતાના વિષયરૂપ અર્થ ગ્રહણના સામર્થ્યરૂપ વિશિષ્ટ શક્તિ, ‘ ઉપકરણેન્દ્રિય ’ કહેવાય છે

પુદ્ગલશક્તિરૂપપણુ હોવાથી આ ઉપકરણેન્દ્રિયનુ દ્રવ્ય ઇન્દ્રિયપણુ જાણવું

શક્તિ વિશેષ રૂપ આ ઉપકરણેન્દ્રિયનો, વાતપિત્ત વિગેરેથી (ઉપઘાત) વિનાશ થવાથી, કદબપુષ્પાકારરૂપ શ્રોત્રાદિરૂપ અભ્યંતર નિર્વૃત્તિ ઇન્દ્રિયની વિદ્યમાનતા હોવા છતા જીવ, શબ્દાદિવિષયનુ ગ્રહણ કરી શકતો નથી ( ૮+૪૨૮ )

भावेन्द्रियमपि द्विविधम् । लब्ध्युपयोगभेदात् । आत्मनिष्ठेन्द्रियावरणक्षयोपशमरूपार्थग्रहणशक्तिर्लब्धिः ॥ ९ ॥

ભાવેન્દ્રિયનો વિભાગ

અર્થ—ભાવેન્દ્રિય પણ (૧) લબ્ધિ (૨) ઉપયોગના ભેદથી બે પ્રકારની છે

रूपग्राहकमिन्द्रिय चक्षुरप्राप्यप्रकाशकारि । रूपं श्वेत रक्तपीतनीलकृष्णरूपेण पञ्चविधम् ॥ १३ ॥

चक्षु इन्द्रियनु लक्षण

અર્થ—અહીં ઇન્દ્રિયવ્યપદેશને ભજનાર નિવૃત્તિ-ઉપકરણ-લબ્ધિ-ઉપયોગ રૂપ 'ઇન્દ્રિય' લક્ષ્ય છે

રૂપને વિષય કરનાર જ્ઞાનના સાધનભૂત ઇન્દ્રિય 'ચક્ષુ ઇન્દ્રિય' કહેવાય છે

શંકા=ચક્ષુ વિષયભૂત પદાર્થોને સ્પર્શ કરીને જ્ઞાનને પેદા કરે છે કે સ્પર્શ કર્યો સિવાય ઉત્પન્ન કરે છે?

સમાધાન=જવાબમા શાસ્ત્રકાર કહે છે કે 'અપ્રાપ્ય પ્રકાશકારી ચક્ષુ છે' અર્થાત્ વિષયભૂતપદાર્થોનો સશ્લેષ-સ્પર્શ કર્યો સિવાય જ વસ્તુ પ્રકાશ કરનારી ચક્ષુ ઇન્દ્રિય છે ધોળો, લાલ, પીળો, નીલો, કાળો એમ રૂપના પાચ પ્રકારો છે (૧૩+૪૩૩)

रसग्राहकमिन्द्रिय रसन, प्राप्यकारि । रसश्चाम्लमधुरतिक्तकषायकटुभेदेन पञ्चविध ॥ १४ ॥

અર્થ=રસને વિષય કરનાર મતિજ્ઞાનના સાધનભૂત ઇન્દ્રિય 'રસન' ઇન્દ્રિય કહેવાય છે

આ 'રસનેન્દ્રિય' ચક્ષુની માફક અપ્રાપ્યકારી નથી પરતુ પ્રાપ્યકારી છે અર્થાત સ્વદેશમા સ્પૃષ્ટ-બદ્ધવિષયને પામીને, સબધ કરીને રસનેન્દ્રિય જ્ઞાન પેદા કરે છે

(૩) ત્યારબાદ ઇન્દ્રિયાર્થ-વિષયના ઉપયોગ (જ્ઞાન) નો લાભ થાય છે ( ૧૦+૪૩૦ )

अयमेव प्रत्यक्ष प्रति करणम् । समुदिता-येतानि शब्दाद्यर्थं गृह्णन्ति, इन्द्रियव्यपदेशभांजि च ॥ ११ ॥

અર્થ— આ જ્ઞાનરૂપ ઉપયોગ જ સ્વપર નિર્ણયમા સાધકતમ હોઈ પ્રમાણ છે નહી કે સનિકર્ષ કે દ્રવ્યેન્દ્રિય, એ વસ્તુને કહે છે કે, આ ઉપયોગ જ સાવ્યવહારિક પ્રત્યક્ષના પ્રત્યે કરણ ( સાધકતમ કારણ ) છે એટલે જ પ્રમાણ છે વળી શબ્દ વિ અર્થરૂપ વિષયનુ, સમુદિત મળેલી ચાર-નિર્વૃત્તિ ઇન્દ્રિય, ઉપકરણેન્દ્રિય, લબ્ધિ ઇન્દ્રિય, ઉપયોગ ઇન્દ્રિય એમ ચાર ઇન્દ્રિયો ભેગી મળીને ગ્રહણ કરે છે અર્થાત્ આ ચારો પૈકી એક પણ ઇન્દ્રિયના અભાવમા પણ જીવને શબ્દ વિ વિષયના સ્વરૂપનો બોધ કદાપિ થતો નથી એટલે મિલિત ચારે ઇન્દ્રિયોનુ શબ્દાદિ ગ્રહણ પ્રત્યે હેતુપણુ છે વળી જેને જેટની દ્રવ્ય ભાવ રૂપ ઇન્દ્રિયો છે તેની તેટલી સમુદિત ( ભેગી મળેલી ) ઇન્દ્રિયોમા ઇન્દ્રિય વ્યપદેશ ( વ્યવહાર ) થાય છે ન્યૂનોમા નહી ( ૧૧+૪૩૧ )

तत्रेन्द्रियाणि चक्षूरसनघ्राणत्वक्श्रोत्ररूपाणि पञ्च ॥१२॥

ઇન્દ્રિય સખ્યા નિયમ

અર્થ—ત્યા ઇન્દ્રિય પ્રકરણમા (૧) ચક્ષુ (આખ) (૨) રસના (જીભ) (૩) નાક (૪) ત્વચા (ચામડી) (૫) શ્રોત્ર (કાન) એમ પાચ ' ઇન્દ્રિયો ' કહેવાય છે ( ૧૨+૪૩૨ )

रूपग्राहकमिन्द्रिय चक्षुरप्राप्यप्रकाशकारि । रूप श्वेत रक्तपीतनीलकृष्णरूपेण पञ्चविधम् ॥ १३ ॥

## ચક્ષુ ઇન્દ્રિયનુ લક્ષણ

અર્થ—અહી ઇન્દ્રિયવ્યપદેશને ભજનાર નિવૃત્તિ-ઉપકરણ-લબ્ધિ-ઉપયોગ રૂપ 'ઇન્દ્રિય' લક્ષ્ય છે

રૂપને વિષય કરનાર જ્ઞાનના સાધનભૂત ઇન્દ્રિય 'ચક્ષુ ઇન્દ્રિય' કહેવાય છે

શકા=ચક્ષુ, વિષયભૂત પદાર્થોને સ્પર્શ કરીને જ્ઞાનને પેદા કરે છે કે સ્પર્શ કર્યા સિવાય ઉત્પન્ન કરે છે?

સમાધાન=જવાબમા શાસ્ત્રકાર કહે છે કે 'અપ્રાપ્ય પ્રકાશકારી ચક્ષુ છે' અર્થાત્ વિષયભૂતપદાર્થોનો સશ્લેષ-સ્પર્શ કર્યા શિવાય જ વસ્તુ પ્રકાશ કરનારી ચક્ષુ ઇન્દ્રિય છે ધોળો, લાલ, પીળો, નીલો, કાળો એમ રૂપના પાચ પ્રકારો છે (१३+६३३)

रसग्राहकमिन्द्रिय रसन, प्राप्यकारि । रसश्चाम्लमधुरति क्तकषायकटुभेदेन पञ्चविध ॥ १४ ॥

અર્થ=રસને વિષય કરનાર મતિજ્ઞાનના સાધનભૂત ઇન્દ્રિય 'રસન' ઇન્દ્રિય કહેવાય છે

આ 'રસનેન્દ્રિય' ચક્ષુની માફક અપ્રાપ્યકારી નથી પરતુ પ્રાપ્યકારી છે અર્થાત્ સ્વદેશમા સ્પૃષ્ટ-બદ્ધવિષયને પામીને, સબધ કરીને રસનેન્દ્રિય જ્ઞાન પેદા કરે છે

વળી આ રસ, ખારો, મીઠો, કડવો, તુરો, તીખો એમ પાચ પ્રકારનો છે (૧૪+૪૩૪)

गन्धज्ञानासाधारणकारणमिन्द्रियं घ्राणम्, प्राप्यकारि । गन्धोऽपि सुरभिदुर्गन्धिभेदेन द्विविधः ॥ १५ ॥

અર્થ—ગધવિષયકજ્ઞાનમા અસાધારણ કારણભૂત ઇન્દ્રિય 'ઘ્રાણેન્દ્રિય' કહેવાય છે આ ઘ્રાણેન્દ્રિય 'પ્રાપ્યકારી' છે અર્થાત્ સ્વદેશમા સ્પૃષ્ટ બદ્ધ ગધને ગ્રહણ કરે છે વળી આ ગધ, સુગધ, દુર્ગધના ભેદથી બે પ્રકારનો છે (૧૫+૪૩૫)

स्पर्शग्राहकमिन्द्रियं त्वक् प्राप्यप्रकाशकारिणी । शीतोष्णस्निग्धरूक्षमृदुकर्कशगुरुलघुरूपेणाष्टविधस्स्पर्शः ॥ १६ ॥

અર્થ—સ્પર્શ વિષયક જ્ઞાનના સાધનભૂત ઇન્દ્રિય 'ત્વગિન્દ્રિય' કહેવાય છે સ્વદેશમા પહેલા સ્પૃષ્ટ અને પછી બદ્ધવિષયને પામીને જ્ઞાન પ્રકાશ કરનારી હોઈ આ સ્પર્શ-નેન્દ્રિય 'પ્રાપ્યપ્રકાશકારિણી' કહેવાય છે

વળી આ સ્પર્શ—ઠડો, ગરમ, ચીકણો, લૂખો, કોમળ, કઠિણ, ભારે, હલકો, એવા ભેદથી આઠ પ્રકારનો છે (૧૬+૪૩૬)

शब्दग्राहकमिन्द्रियं श्रोत्रम्, प्राप्यकारि । सचित्ताचित्तमिश्रभेदात्त्रिविधश्शब्दः ॥ १७ ॥

અર્થ—શબ્દવિષયને અવગાહનારા જ્ઞાનમા જનકભૂત ઇન્દ્રિય 'શ્રોત્રેન્દ્રિય' કહેવાય છે

આ ઇન્દ્રિય, સ્વદેશમા સ્પૃષ્ટ શબ્દરૂપવિષયગ્રાહક હોઇ પ્રાપ્યકારી છે

વળી આ શબ્દ, સચિત્ત, અચિત્ત મિશ્રભેદથી ત્રણપ્રકારનો છે

(૧) સચિત્તશબ્દ—જીવથી મુખ દ્વારા બોલાતો શબ્દ તે 'સચિત્તશબ્દ' છે

(૨) અચિત્તશબ્દ—અરસપરસ બે પથ્થરોના અફળાવાથી નીકળતો શબ્દ 'અચિત્ત' કહેવાય છે

(૩) મિશ્રશબ્દ—જીવ પ્રયત્નથી વગાડાતા વાજિંત્રોમાથી પ્રગટ થતો શબ્દ 'મિશ્રશબ્દ' કહેવાય છે (૧૭+૪૩૭)

मतिश्रुतविषयीभूतार्थज्ञानसाधनमनिन्द्रिय मन , अप्राप्य प्रकाशकारि ॥ १८ ॥

મનનુ લક્ષણ

અર્થ—મતિજ્ઞાનનો કે શ્રુતજ્ઞાનનો વિષયભૂત જે પદાર્થ, તે-વિષયને અવગાહનારા જ્ઞાનમા સાધનભૂત અનિન્દ્રિય 'મન' કહેવાય છે

મન, વિષયરૂપ તેવની સાથે ચક્ષુની માફક સ્પર્શ વિસબધરૂપ સશ્લેષ કરતુ નથી, તથા વિષયકૃત અનુગ્રહ ઉપઘાતનો અભાવ હોવાથી 'અપ્રાપ્ય પ્રકાશકારી' કહેવાય છે, (૧૮+૪૩૮)

इदमपि द्रव्यभावभेदेन द्विविधम् । मनस्त्वन परिणत

मात्मप्रदेशव्यापि पौद्गलिक द्रव्यमन । तदावरणक्षयोपशम
जन्योऽर्थग्रहणोन्मुख आत्मव्यापारविशेषो भावमन ॥१९॥

## મનનો વિભાગ

અર્થ —આ મન પણ (૧) દ્રવ્ય અને (૨) ભાવના ભેદથી બે પ્રકારનુ છે

દ્રવ્યમન=મનપણાએ પરિણમેલ અર્થાત્ ચિતન યોગ્ય, મનોવર્ગણાઓમાથી ગ્રહણ કરેલ અનત પુદ્ગલોથી બનેલ, સ્વસ્વ ( પોત-પોતાની ) કાયાના પરિમાણવાળુ, પુદ્ગલ સમુદાય રૂપ મન 'દ્રવ્યમન' કહેવાય છે

ભાવમન=મનોજન્ય જ્ઞાનના આવરણના ક્ષયોપશમથી પેદા થનાર, તે તે અર્થના ગ્રહણમા તત્પર, આત્માનો ચિતન રૂપ વિશિષ્ટ વ્યાપાર, અર્થાત્ ચિત્ત-ચેતના-યોગ-અધ્યવસાય, સ્વાન્ત -મનસ્કાર વિ શબ્દોથી વાચ્ય આત્માનો વિશિષ્ટ પરિણામ 'ભાવ મન કહેવાય છે આ જ્ઞાનરૂપ ભાવમન પણ સ્વદેહ પરિમાણવાળુ છે (૧૯+૪૩૯)

सांव्यवहारिकज्ञानमवग्रहेहावायधारणाभेदेन चतुर्विधम् ॥२०॥

## સાંવ્યવહારિક પ્રત્યક્ષનો વિભાગ

અર્થ —સાંવ્યવહારિક પ્રત્યક્ષ, અવગ્રહ -ઈહા - અપાય-ધારણાના ભેદથી ચાર પ્રકારનુ છે અર્થાત્ તે તે ઇન્દ્રિય નિમિત્તવાળુ ચાર પ્રકારનુ, જેમ કે, ચક્ષુ અવગ્રહ-ઇહા-અપાય-ધારણા, એવ બધી ઇન્દ્રિયો અને મનને લઇને સાવ્ય વહારિક પ્રત્યક્ષના ચાર પ્રકારો જાણવા (૨૦+૪૪૦)

विषयेन्द्रियमनोऽभिसम्बन्धजन्यदर्शनजनित सत्तात्वान्तरसामान्यवद्वस्तुविषयकं ज्ञानमवग्रहः । यथाऽयं मनुष्य इत्यादि ॥ २१ ॥

અવગ્રહનુ લક્ષણ

અર્થ—દ્રવ્યપર્યાયસ્વરૂપી અથ એ વિષય, ચક્ષુ વિ ઇન્દ્રિયો અને મન, તેઓનો ચારે બાજુથી પૂર્ણ રૂપી જે યોગ્ય સ્થાનમા અવસ્થિતિ રૂપ સબધ, જેનાથી જન્ય જે દર્શન સન્માત્રવિષયક વિશેષશૂન્યબોધ, તેનાથી જનિત જે સત્તાના અવાન્તર (પેટાભેદરૂપ) સામાન્યવાળી વસ્તુને વિષય કરનારૂ જ્ઞાન 'અવગ્રહ' કહેવાય છે જેમકે 'આ મનુષ્ય' ઇત્યાદિ અહીંયા જો કે અવગ્રહ, (૧) વ્યજનાવગ્રહ (૨) અર્થાવગ્રહ ભેદથી બે પ્રકારનો છે ત્યાં ઉપકરણેન્દ્રિય અને પરિણત શબ્દાદિદ્રવ્ય દ્રવ્યના સબધ પછી પ્રથમ સમયથી માડી અર્થાવગ્રહથી પહેલા, સુપ્ત-મત્ત-મૂર્છિત વિ પુરુષોની માફક શબ્દ વિ દ્રવ્યસબધમાત્ર વિષયવાળો, અવ્યક્ત, જ્ઞાન રૂપ, અન્તર્મુહૂર્ત પ્રમાણવાળો વ્યજનાવગ્રહ' કહેવાય છે (૧) સ્વરૂપ-નામ-જાતિ-ક્રિયા-ગુણ-દ્રવ્યની કલ્પના રહિત, સામાન્ય અથ ગ્રહણરૂપ 'અર્થાવગ્રહ' કહેવાય છે (૨) ઉપરોક્ત દૃષ્ટાતમા અમનુષ્યની વ્યાવૃત્તિ રૂપ વિશેષનો પ્રતિભાસ હોવા છતાં પણ નૈશ્ચયિક-વ્યાવહારિક રૂપથી અવગ્રહના બે પ્રકારો હોઈ અહીં વ્યાવહારિક અવગ્રહનુ દૃષ્ટાત સમજવાનુ છે કેમકે, તેના પછી ઇહા વિની પ્રવૃત્તિ થાય છે અન્યથા તેઓથી પ્રવૃત્તિ, ન જ થાય। (૨૧-૪૪૧)

सत्तामात्रावगाहिज्ञानं दर्शनमालोचनम् । यथेदं किञ्चिदिति ॥ २२ ॥

અર્થ—જેનું બીજુ નામ દર્શન છે એવા નૈશ્ચયિક અવગ્રહનું લક્ષણ—

કોઈપણ વિશેષને નહી અવગાહનાર, સત્તામાત્રનું અવગાહન કરનારૂં દર્શન ( આલોચન જેનું બીજુ નામ છે) 'નૈશ્ચયિક અવગ્રહ' કહેવાય છે

જેમકે, 'આ કાઇક છે' અર્થાત્ આવા શબ્દપ્રયોગથી સમજાતું, શબ્દપ્રયોગરહિત, વિશિષ્ટ જ્ઞાન 'દર્શન' સમજવું જો અહી શબ્દોલ્લેખ માનવામા આવે તો, આન્ત મૌહૂર્તિકપણાની આપત્તિ થાય અર્થાવગ્રહ, એક સામયિક છે આવા સિદ્ધાંતનો લોપ થાય

આ પ્રસ્તુત ઉદાહરણ, નૈશ્ચયિક-અવ્યક્ત-અવ્યાવૃત વસ્તુ સામાન્યગ્રાહી છે (૨૨+૪૪૨)

योग्यतैवात्र विषयेण चक्षुर्मनसोस्सम्बन्धः । सा चानतिदूरासन्नाव्यवहितदेशाद्यवस्थानरूपा । इतरेन्द्रियेषु सश्लेषः ॥ २३ ॥

અર્થ—શંકા=અવગ્રહનું લક્ષણ જે 'વિષયેન્દ્રિય મનોઽભિસબંધ' ઇત્યાદિ કહ્યું તે લક્ષણ, અપ્રાપ્યકારી હોઇ ચક્ષુમનજન્ય અવગ્રહમા અવ્યાપ્ત ( અવ્યાપ્તિ દોષવાળુ ) થાય છે અર્થાત્ ચક્ષુમનજન્ય અવગ્રહમા ઘટતું નથી કેમકે,

સબધનો અભાવ છે આવી શકાના જવાબમા કહે છે કે, 'પ્રસ્તુત અવગ્રહના લક્ષણમા રૂપ વિ વિષયની સાથેનો ચક્ષુ અને મનનો સબધ, યોગ્યતા જ સમજવી, તાદૃશ સબધરૂપ યો યતા લેઈને ચક્ષુમનના અવગ્રહમા પ્રસ્તુત અવગ્રહનુ લક્ષણ ઘટાવવુ લક્ષણ, દોષરહિત છે એમ જાણવુ

યોગ્યતા=અતિદૂરવતી – અતિઆસ ન (સમીપ) વતી ભીત વિ થી વ્યવહિત પદાથનુ ગ્રહણ નહી થતુ હોવાથી અનતિદૂર – અનતિઆસન્ન – અવ્યવહિત દેશ વિમા અવ સ્થાનરૂપ યોગ્યતા એ જ અહી 'યોગ્યતા' જાણવી વળી ચક્ષુમનવગરની શ્રોત્રાદિ ઇદ્રિયોમા ઇદ્રિયોના અવગ્રહમા સશ્લેષ સબધ લઈને અવગ્રહનુ લક્ષણ ઘટાવવુ (૨૩+૪૪૩)

अवगृहीतधर्मिण्यवगृहीतसामान्यावा तरविशेषस्य पर्या लोचनमीहा । इयञ्चावगृहीतमामा यधर्मावान्तरधर्मविषय सशयाज्जायते । यथाऽय मनुष्य पौरस्त्यो वा पाश्चात्यो वति सशयाल्लक्षणविशेषेण पाश्चात्यनानेन भवितव्यमिति ॥ २४ ॥

## ઇહાનુ લક્ષણ

અર્થ —અવગૃહીત ધર્મીમા (અવગ્રહથી ગ્રહણ કરાયેલા વિષયમા) અવગૃહીત સામા ય ધર્મના અવાતર ધર્મવિશેષનુ પર્યાલોચન 'ઇહા' કહેવાય છે

આ ઇહા, અવગૃહીત સામાન્યધર્મના અવાનરધર્મ વિષયના સંશયથી પેદા થાય છે

જેમકે, આ મનુષ્ય (અવગૃહીત ધર્મી) પૌરસ્ત્ય છે (પૂર્વ દેશનો કે પહેલાનો) કે પાશ્ચાત્ય (પશ્ચિમ દેશનો-પાછળ થયેલો) (અવગૃહીત સામાન્યરૂપ મનુષ્યત્વનો અવાતર ધર્મ=પૌરસ્ત્યપણુ-પાશ્ચાત્યપણું સમજવું) આવા સંશયથી -વિશિષ્ટ લક્ષણોથી પાશ્ચાત્ય મનુષ્ય હોવો જોઇએ! આને 'ઈહા' કહે છે

આ ઇહામા અન્વય (અનુકૂલ) ધર્મ અને વ્યતિરેક (પ્રતિકૂલ) ધર્મની ઉપસ્થિતિ કારકપણાએ કરી સંશય કારણ છે સંશયના ઉત્તર કાલમા વિશેષની ઉપલબ્ધિની ઇચ્છામા પ્રવર્તનરૂપ ઇહા થાય છે તેથી ઇહા, સંશયથી ભિન્ન છે

વળી નૈશ્ચયિક અવ્યક્ત વસ્તુમાત્ર ગ્રહણરૂપ અર્થાવગ્રહ બાદ 'શુ એ આ ગ્રહણ કરેલી વસ્તુ શબ્દ છે કે અશબ્દ'? આ પ્રમાણે સંશય કર્યો બાદ 'આ શબ્દ હોવો જોઇએ' આ પ્રમાણેની ભવિતવ્યતા પ્રત્યયના (પ્રતીતિ) અભિમુખવાળી 'ઇહા' જાણવી (૨૪+૪૪)

ईहाविषयविशेषधर्मनिर्णयोऽवायः । यथाऽयं पाश्चात्य एवेति । अयमेव प्रत्यक्षप्रमाणमुच्यते, न त्ववग्रहेहे तयोरनिर्णयरूपत्वात् ॥ २५ ॥

## અપાયનુ નિરૂપણ

અર્થ—ઇહાના વિષયભૂત પાશ્ચાત્યત્વ વિ રૂપ વિશેષ

ધર્મનો યથાર્થ નિર્ણય 'અપાય' કહેવાય છે જેમકે, 'આ મનુષ્ય પાશ્ચાત્ય જ છે' અહીં જકારથી પૌરસ્ત્યત્વાદિ ધર્મનો નિષેધ છે અને પાશ્ચાત્યત્વ ધર્મનુ વિધાન છે

કેમકે, તે પાશ્ચાત્યના વિશેષ લિંગ ચિહ્ન-લક્ષણો દેખાય છે વળી નૈશ્ચયિક અપાય તો જેમકે, 'આ શબ્દ જ' એવો સમજવો

જોકે સ્વ-સ્વ વિષયમા સમ્યગ્ અર્થ નિર્ણયઆત્મકપણુ હોઇ, અવગ્રહ અને ઇહાનુ અપાયથી સર્વથા ભિન્નપણુ નહી હોઈ પ્રમાણઆત્મકપણુ હોવા છતા પણ ઉત્તર ઉત્તર અપેક્ષાથી અવગ્રહનુ સામાન્યમાત્ર વિષયપણુ હોઇ —પર્યાલોચન રૂપ હોવાથી ઇહાનો હેય ઉપાદેય વસ્તુનો તિરસ્કાર સ્વીકારનો સ્પષ્ટપણાએ સામર્થ્યનો અભાવ હોઇ વિશિષ્ટ નિશ્ચયાત્મક અપાયનું જ વિશિષ્ટ પ્રમાણપણુ છે આ આશયથી કહે છે કે, 'આ અપાય જ પ્રત્યક્ષપ્રમાણ તરીકે કહેવાય છે પરંતુ અવગ્રહ અને ઇહા, પ્રત્યક્ષપ્રમાણ રૂપ કહેવાતા નથી, કેમકે તે અવગ્રહ અને ઇહા, અનિર્ણયરૂપ છે (૨૫+૪૪૫)

स्मरणोत्पत्त्यनुकूलोऽपायो धारणा । इयञ्च सङ्ख्येयामङ्ख्येयकालवर्त्तिनी ज्ञानरूपा संस्कारशब्दवाच्या च । अवग्रहादयस्त्वान्तर्मौहूर्तिकाः ॥ २६ ॥

## ધારણાનુ લક્ષણ

અર્થ —અતીત પદાર્થના ચિંતનરૂપ સ્મરણની ઉત્પત્તિમા અનુકૂલ (સ્મૃતિનુ પરિણામિ કારણ) સંસ્કારવાસના જેનુ

બીજુ નામ છે એવા જ્ઞાન રૂપ અપાય જ ધારણા કહેવાય છે

અર્થાત્ અપાયરૂપે જ નિશ્ચિત કરેલ અર્થને મનદ્વારા ધારી રાખવું તે 'ધારણા' જાણવી આ ધારણાના (૧) અવિચ્યુતિ (૨) વાસના (૩) સ્મૃતિ એમ ત્રણ પ્રકારો છે

(૧) એક વસ્તુ પરત્વે યથાયોગ્ય કાલપર્યંત ઉપયોગ રાખવો તે 'અવિચ્યુતિ'

(૨) આ અવિચ્યુતિ રૂપ ધારણા દ્વારા ગ્રહણ થયેલો અને સ્મૃતિઉત્પન્ન કરવામા કારણભૂત એવો જે સસ્કાર તે 'વાસના'

(૩) જે પદાર્થ સબધી પ્રથમ અનુભવ થયો હોય તે પદાર્થનુ કાલાતરે 'તે જ' એવા ઉલ્લેખ રૂપે યાદ આવવુ તે 'સ્મૃતિ'

આ ધારણા, અર્થાત્ અવિચ્યુતિથી ઉત્પન્ન થનારા સસ્કારરૂપ વાસનારૂપ ધારણાનો કાળ, સખ્યાત અથવા અસખ્યાત છે કેમકે, જે વ્યક્તિને વાસના ઉદ્ભવી હોય તે વ્યક્તિના આયુષ્ય ઉપર આનો આધાર છે સખ્યાતા વર્ષના આયુષ્યવાળા જીવોને ઉદ્દેશીને સખ્યાતો કાળ, અસખ્યાત વર્ષના આયુષ્યવાળા જીવોને લક્ષીને અસખ્યાતો કાળ છે વળી ઉપયોગકાળ પર્યંત રહેનારા બોધરૂપ અવિચ્યુતિનું કાળમાન અન્તર્મુહૂર્તનુ છે એટલે જ આ ધારણા, સખ્યાત, અસખ્યાત કાળ સુધી રહેનારી, જ્ઞાનરૂપ, સસ્કારશબ્દ

વાચ્ય છે વળી નિશ્ચયનય અનુસાર અર્થાવગ્રહનો કાળ એક સમયનો છે અને વ્યવહારનય પ્રમાણે અ તમુહૂર્તનો છે ઈહા અને અપાયનો કાળ પણ અન્તમુહૂર્તનો છે માટે જ કહ્યુ છે કે 'અવગ્રહ ઈહા વિ આન્તર્મૌહૂર્તિક (અન્તમુહૂર્ત કાળવર્તી) છે'
( ૨૬+૪૪૬ )

क्वचित्तु आत्मशक्तिविशेष एव संस्कारशब्दवाच्योऽव्यवहितस्मृतिहेतुश्च, न धारणा, क्षायोपशमिकोपयोगाना युगपद् भावविरोधात्। परम्परया तस्यास्त हेतुत्वे न किञ्चिद्दूषणमिति प्राहु ॥ २७ ॥

અર્થ —કેટલાક (શ્રીમદ્ વાદિદેવસૂરિ પુગવો) કહે છે કે, આત્મશક્તિ વિશેષ જ, સ સ્કાર શબ્દ વાચ્ય, સાક્ષાત્ (અવ્યવહિત) સ્મૃતિના પ્રત્યે હેતુ છે ઉપયોગરૂપ કે જ્ઞાન રૂપ ધારણા હેતુ નથી અર્થાત્ સ્મરણના પ્રત્યે અન તર સાક્ષાત્ હેતુ વિશિષ્ટ આત્મશક્તિ છે કેમકે, સ્મૃતિકાલપર્યંત, ધારણા ટકી શકતી (અનુવૃત્તિ) નથી કેમકે, છાદ્મસ્થિક ઉપયોગો, અન્તમુહૂર્ત કાલ સુધી રહે છે

જો જે પદાર્થની કાલાતરમા સ્મૃતિ થવાની છે તેટલા કાલ સુધી પ્રત્યક્ષ જ્ઞાનાત્મક ધારણાની અનુવૃત્તિ છે, એમ માનવામા આવે તો જ્યા સુધી એક પદાથ સ સ્કાર રૂપ પ્રત્યક્ષ, પુરૂષમા હોય, ત્યા સુધી અપર પદાર્થનુ સ વેદન જ ઉદયમા ન આવે ! કેમકે, ક્ષાયોપશમિક ઉપયોગોમા યુગપત ઉત્પત્તિનો અભાવ (વિરોધ) છે માટે આત્મશક્તિવિશેષજ,

સ્મૃતિના પ્રત્યે સાક્ષાત્કારણ છે

સ્મૃતિના પ્રત્યે ધારણાનું પરંપરા ( અવ્યવહિત–પ્રયોજક ) કારણપણામા વિરોધ–દૂષણ નથી આ પ્રમાણે તેઓ કહે છે (૨૭+૪૪૭)

एषाञ्च द्रव्यार्थिकनयापेक्षयैक्यं पर्यायार्थिकनयापेक्षया च भिन्नत्वम् ॥ २८ ॥

અર્થ —શંકા=મતિજ્ઞાનનું પ્રમાણપણું છે, તો અનિર્ણય આત્મક અવગ્રહ ઈહાનું કેવી રીતે યથાર્થ નિર્ણયાત્મક પ્રમાણપણું ? આવી શંકાના જવાબ રૂપે કહે છે કે,

'આ મતિજ્ઞાનના પ્રભેદરૂપ અવગ્રહ આદિનું, દ્રવ્યાર્થિક નયની અપેક્ષાથી ( એક જીવ દ્રવ્યતાદાત્મ્યથી ) ઐક્ય–એક પણું–અભિન્નપણું છે અને પર્યાયાર્થિક નયની અપેક્ષાથી ( અપૂર્વ અપૂર્વ વસ્તુપર્યાયનુ પ્રકાશકપણું હોવાથી ભિન્ન સ્વભાવ રૂપે અનુભવાતો હોવાથી, ક્રમથી પેદા થનાર હોવાથી ) ભિન્નપણું છે

અર્થાત ભિન્નરૂપે અનુભવાતા હોવાથી અવગ્રહ આદિનો ભેદ હોવા છતા એક જીવ દ્રવ્યની સાથે તાદાત્મ્ય હોવાથી અભેદ છે માટે પ્રમાણપણાનો વ્યાઘાત નથી (૨૮+૪૪૮)

तथा चायं क्रमः, इन्द्रियार्थयोर्योग्यताख्ये सम्बन्धे मति सन्मात्रं दर्शनाख्यं प्रथमतस्समुन्मीलति, इदं किञ्चिदिति । ततः केनचिज्जात्यादिनाऽवग्रहोऽयं मनुष्य इति ततोऽनिर्धा

रितरूपण मशयोऽय पौरस्त्यो वा पाश्चात्यो वेति। ततो नियताकारण सम्भावनात्मिकहाऽनेन पाश्चात्येन भवितव्यमिति। अन तरमीहिताकारेण निर्णयात्मकोऽपायोऽय पाश्चात्य एवेति। तत काला तरस्मृतिहेतुत्वेन धारणोदेतीति ॥ २९ ॥

## દર્શન આદિનો ઉત્પત્તિક્રમ

અર્થ—કથચિત્ તે અવગ્રહ વિ ને ભેદ હોવાથી, તે પ્રમ એ અનુભવ હોવાથી–તે પ્રમાણે તે તે આવરણનો ક્ષયોપશમ હોવાથી ઉત્પત્તિક્રમ —

(૧) ઇન્દ્રિય અને અર્થ (વિષય)નો યોગ્યતાનામક સબધ અથવા સશ્લેષરૂપ સબધ હોયે છતે પહેલા સન્માત્ર "દર્શન" નામનો નિરાકાર બોધ પ્રગટ થાય છે જેમકે, 'આ કાઇક છે'

(૨) ત્યારબાદ અર્થાત્ દર્શન બાદ (કેમકે જેનુ દર્શન નથી થયુ તે અર્થનો અવગ્રહ થતો નથી) કોઇ એક મનુષ્યત્વ આદિ જાતિવિશિષ્ટ 'અવગ્રહ' થાય છે જેમકે, 'આ મનુષ્ય' છે [આ વ્યાવહારિક અવગ્રહ અને નૈશ્ચયિક અપાય કહેવાય છે]

(૩) અવગ્રહ બાદ (અવગ્રહ સિવાય સદેહ થતો નથી માટે) અનિશ્ચિત રૂપે સશય પ્રગટ થાય છે કોઇપણ વિશેષ ધર્મની પ્રાપ્તિ નહિ હોવાથી વિવિધ ધર્મ પ્રકારરૂપે સશય થાય છે જેમકે, 'આ મનુષ્ય' પૌરસ્ત્ય છે કે પાશ્ચાત્ય છે?

(૪) સંશય વગર ઈહાની પ્રવૃત્તિ થતી નથી માટે સંશય બાદ યત્કિંચિત્ વિશેષ ધર્મના અનુભવથી અર્થાત્ નિયત આકાશ રૂપે સંભાવના રૂપી 'ઇહા' પ્રગટ થાય છે જેમકે, 'આ મનુષ્ય પાશ્ચાત્ય હોવો જોઈએ'

(૫) ઇહા સિવાય અપાયની પ્રવૃત્તિ નહિ હોવાથી, ઉત્પત્તિ પછી ઇહાના વિષયરૂપના આકારે નિર્ણયઆત્મક 'અપાય' ઉત્પન્ન થાય છે જેમકે, 'આ મનુષ્ય પાશ્ચાત્ય જ છે'

(૬) નિર્ણીત પદાર્થની જ ધારણા થતી હોવાથી નિર્ણય બાદ નિર્ણયજન્ય વાસનાસંસ્કારશબ્દ વાચ્ય, અવિચ્યુતિ રૂપ કે આત્મશક્તિવિશેષરૂપ, કાલાંતરસ્મૃતિહેતુભૂતા ધારણા પ્રગટ થાય છે ઉપરોક્ત ક્રમથી અવગ્રહ વિ ઉત્પન્ન થાય એ નહિ કે ઉત્ક્રમ-વ્યતિક્રમથી કે ન્યૂનતાથી કેમકે, શેષવિષયક ક્ષયોપશમનો આ પ્રમાણે જ્ઞાનોત્પાદક સ્વભાવ છે (૨૯+૪૪૯)

इन्द्रियमनोऽपतरजन्योऽभिलापनिरपेक्षस्स्फुटावभासो मतिज्ञानम् ॥ ३० ॥

## મતિજ્ઞાનનુ લક્ષણ

અર્થ—ઇંદ્રિય અથવા મનથી જે જન્ય હોય, શ્રુતનુ અનુસારી જે ન હોય તે સ્પષ્ટ અવભાસ (પ્રકાશ) રૂપ જ્ઞાન 'મતિજ્ઞાન' કહેવાય છે, (૩૦+૪૫૦)

इन्द्रिय प्रत्येकन्द्रियैर्मनसा चावग्रहान्क्रिमेण जायमानत्वा चतुर्विंशतिविधम्। रसनादीन्द्रियैश्चतुर्भिरेव चतुर्विधो व्यञ्जनावग्रहो भवति न चक्षुर्मनोभ्यां विषयेन्द्रियसंश्लेषाभावात् स्पर्शनादीन्द्रियाणामुपकरणात्मकानां स्पर्शाद्याकारेण परिणत पुद्गलानाञ्च य परस्पर मश्लेषस्मा व्यञ्जनेत्युच्यते। सोऽयं चतुर्विधो व्यञ्जनावग्रह इति मिलित्वाष्टाविंशतिविध मति ज्ञानम्। श्रुतज्ञाने तु नावग्रहादयो भवन्ति ॥ ३१ ॥

## મતિજ્ઞાનના ભેદો

અર્થ— આ મતિજ્ઞાન, પ્રત્યેક ઇન્દ્રિયોથી મનથી અવગ્રહ વિ ના ક્રમથી પેદા થતું હોવાથી ચોવીશ (૨૪) પ્રકારનુ છે

વળી પ્રાપ્યકારી રસનેન્દ્રિય વિ ચાર ઇન્દ્રિયોથી જ ચાર પ્રકારના વ્યજનાવગ્રહો પેદા થાય છે અપ્રાપ્યકારી ચક્ષુ અને મનથી વ્યજનાવગ્રહો પેદા થતા નથી કેમકે, વિષય અને ઇન્દ્રિયનો સશ્લેષનામક સબધનો અભાવ છે સ્પર્શ નેંદ્રિય વિ ચાર પ્રાપ્યકારી ઉપકરણઆત્મક ઇન્દ્રિયોનો સ્પર્શ વિ વિષયાકારે પરિણત પુદ્ગલોનો જ પરસ્પર સશ્લે ષનામક સબધ તે વ્યજના (વ્યજન) કહેવાય છે

તે આ ચાર પ્રકારનો વ્યજનાવગ્રહ એમ ચોવીશની સાથે ચાર મળીને અઠ્ઠાવીસ (૨૮) પ્રકારનું મતિજ્ઞાન છે શ્રુતજ્ઞા જ્ઞાનમા તો અવગ્રહ વિ ભેદો સભવતા નથી, (૩૧+૪૫૧)

मतिज्ञानापेक्षो वाच्यवाचकभावपुरस्कारेण शब्दसंस्पृष्टार्थग्रहणविशेषः श्रुतज्ञानम् । तदनुकूलोपयोगोऽपि श्रुतम् ॥ २२ ॥

## શ્રુતજ્ઞાનનું લક્ષણ

અર્થ—મતિજ્ઞાનની અપેક્ષાવાળું, [ શ્રુતના પ્રત્યે ધારણા રૂપે મતિજ્ઞાનનું હેતુપણું છે ] વાચ્ય-વાચક ભાવપૂર્વક, શબ્દ સાથે સંબંધ ધરાવનારા—પદાર્થના વિશિષ્ટ ગ્રહણરૂપ 'શ્રુતજ્ઞાન' કહેવાય છે શ્રુતજ્ઞાનમાં અનુકૂલભૂત ઉપયોગ પણ 'શ્રુતજ્ઞાન' કહેવાય છે અર્થાત્ શ્રુતનો ઉપયોગ વિરત થવા છતા પણ મતિજ્ઞાનનો ઉદય હોવાથી મતિ ઉપયોગ અને શ્રુત ઉપયોગની એકતા નથી માટે મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાન ભિન્ન છે (૩૨+૪૫૨)

तथाक्षरानक्षरसंज्ञ्यसंज्ञिसम्यङ्मिथ्यात्वसाद्यनादिसपर्यवसितापर्यवसितगमिकागमिकाङ्गप्रविष्टानङ्गप्रविष्टश्रुतभेदेन चतुर्दशविधम् ॥ २३ ॥

## શ્રુતજ્ઞાનના ભેદો

અર્થ— (૧) અક્ષરશ્રુત (૨) અનક્ષરશ્રુત (૩) સંજ્ઞિ શ્રુત (૪) અસંજ્ઞિ શ્રુત (૫) સમ્યક્ત્વ શ્રુત (૬) મિથ્યાત્વ શ્રુત (૭) સાદિ શ્રુત (૮) અનાદિ શ્રુત (૯) સપર્યવસિત શ્રુત (૧૦) અપર્યવસિત શ્રુત (૧૧) ગમિક શ્રુત (૧૨) અગમિક શ્રુત (૧૩) અંગપ્રવિષ્ટ શ્રુત (૧૪) અનંગપ્રવિષ્ટ શ્રુત એમ શ્રુતજ્ઞાન ચૌદ (૧૪) પ્રકારનું છે (૩૩+૪૫૩)

વાકયથી, સ્વદ્રવ્યાદિરૂપ સ્વરૂપની અપેક્ષાએ અસ્તિત્વવિશિષ્ટ ઘડો, યુગપદ્ (એક પદથી) સ્વપર દ્રવ્યાદિ અપેક્ષાએ અવ ક્તવ્યત્વ વિશિષ્ટ છે એમ બોધ થાય છે

તથાચ અભેદની પ્રધાનતાથી કે અભેદ ઉપચારથી સામાન્યત અનત ધર્માત્મક ઘડો, પ્રતિયોગિ અસમાનાધિકરણ ઘટત્વ સમાનાધિકરણ અત્યતાભાવ અપ્રતિયોગિ એવા સ્વદ્રવ્યાદિની અપેક્ષાએ અસ્તિત્વ વિશિષ્ટ-યુગપત્ સ્વપર દ્રવ્યાદિની અપે ક્ષાએ સત્વઅસત્વ વિષયક અવક્તવ્યત્વવાળો છે એમ બોધ જાણવો (૨૭+૫૭૦)

स्या नास्ति चावक्तव्यश्चेति षष्ठ वाक्य परद्रव्याद्यपेक्षया नास्तित्वविशिष्ट युगप प्राधान्येन स्वपरद्रव्याद्यपेक्षयाऽवक्तव्य त्वविशिष्ट घट प्रतिपादयति । तथा च तादृशो घट प्रति योग्यसमानाधिकरणघटत्वसमानाधिकरणात्य ताभावाप्रतियो-गिपरद्रव्याद्यवच्छि ननास्तित्वविशिष्टयुगप स्वपरद्रव्याद्यवच्छि न्नसत्त्वासत्वविषयकावक्तव्यत्वानिति बोध ॥२८॥

અર્થ — (૬) 'સ્યાન્નાસ્તિ ચાવક્તવ્યશ્ચ' નાના ધર્મ વાળો ઘડો નથી અને અવક્તવ્ય પણ છે' આવુ છટ્ઠુ વાકય, પરદ્રવ્યાદિની અપેક્ષાએ નાસ્તિત્વવાળો ઘડો, યુગપત્ પ્રધાનતાથી સ્વપર દ્રવ્યાદિની અપેક્ષાએ અવક્તવ્યત્વ વિશિષ્ટ છે એમ દર્શાવે છે તથા ચ તેવો ઘડો પ્રતિયોગિ અસમાનાધિકરણ ઘટત્વસમાનાધિકરણ અત્યતાભાવઅપ્રતિયોગી એવા પર દ્રવ્યાદિની અપેક્ષાએ [illegible]ત્વવિશિષ્ટ-યુગપત સ્વપર દ્ર ય

દિની અપેક્ષાએ અસ્તિત્વ-નાસ્તિત્વ વિષયક અવક્તવ્યત્વવાળો છે એમ બોધ થાય છે (૨૮+૫૭૧)

स्यादस्ति नास्ति चावक्तव्यश्च घट इति सप्तम वाक्यन्तु क्रमार्पितस्वपरद्रव्यादीन सहार्पितस्वपरद्रव्यादीनाश्रित्यास्तित्व नास्तित्वविशिष्टावक्तव्यत्ववद्घटमाह । तथा च तादृशो घट प्रतियोग्यसमानाधिकरणघटत्वसमानाधिकरणात्यन्ताभावाप्रतियोगिक्रमार्पितस्वपरद्रव्याद्यवच्छिन्नास्तित्वनास्तित्वोभयविशिष्टसहार्पितस्वपरद्रव्याद्यवच्छिन्न नास्तित्वनास्तित्वोभयधर्मविषयकावक्तव्यत्ववान् घट इति बोध ॥२९॥

અર્થ — (૭) 'સ્યાદ્ અસ્તિ નાસ્તિ ચાવક્તવ્યશ્ચ ઘટ' 'નાના ધર્મવાળો ઘડો છે અને નથી અને અવક્તવ્ય પણ છે' આવું સાતમુ વાક્ય તો, ક્રમ અર્પિત સ્વપર દ્રવ્યાદિની અપેક્ષાએ અસ્તિત્વ નાસ્તિત્વ વિશિષ્ટ ઘડો, સહ અર્પિત (યુગપત્) સ્વપર દ્રવ્યાદિની અપેક્ષાએ અવક્તવ્યત્વવાળો છે એમ દર્શાવે છે

તથા ચ તેવો ઘડો, પ્રતિયોગિ અસમાનાધિકરણઘટત્વસમાનાધિકરણ અત્યન્તાભાવઅપ્રતિયોગી એવા ક્રમઅર્પિતસ્વપરદ્રવ્યાદિની અપેક્ષાએ અસ્તિત્વનાસ્તિત્વઉભયવિશિષ્ટ સહઅર્પિત સ્વપરદ્રવ્યાદિની અપેક્ષાએ અસ્તિત્વનાસ્તિત્વઉભયધર્મવિષયક અવક્તવ્યત્વવાળો છે એમ બોધ જાણવો.

अत्र सर्वत्र घटस्य स्वरूपमस्ति घट इति ज्ञानीयप्रकारताश्रयान्यूनानतिप्रसक्त घटत्वमेव, तादृशप्रकारतानाश्रय विशेष्यावृत्ति च पटत्वादिक पररूप, न तु तद्भिन्नत्वमात्र,

द्रव्यत्वादीना पररूपत्वापत्ते घटादीनाञ्च पररूपादिनापि सत्त्वे पदार्थत्वव्याघातप्रसङ्ग, स्वपररूपग्रहणव्यवच्छेदाभ्या हि पदार्थत्व व्यवस्थाप्यम् ॥१०॥

## ઘટમા રહેલ ભાવની અપેક્ષાએ આદિમા સ્વરૂપ અને પરરૂપનુ વિવેચન–

અર્થ —પૂર્વે કહેલ સઘળા–સાતેય ભગોમા ઘટનુ સ્વરૂપ 'ઘટ છે' આ જ્ઞાનથી નિરૂપિત પ્રકારતાનો આશ્રય (વિશેષણનો આધાર ધર્મ) ઘટરૂપ વિશેષ્યમા રહેલ હોય અર્થાત્ ઘટમા જ રહે અને ઘટ સિવાય બીજામા નહી રહે એવો અસાધારણ ધર્મ 'ઘટત્વ' એ ઘટનુ સ્વરૂપ છે

ઘટનુ પરરૂપ= અસ્તિ ઘટ ' આવા જ્ઞાનથી નિરૂપિત પ્રકારતાનો અનાશ્રય પટત્વ આદિ જે છે તે વિશેષ્ય એવા ઘટમા રહેતા નથી માટે ઘટનુ પરરૂપ 'પટત્વ' આદિ છે પરતુ ઘટત્વભિન્નત્વજ, પરરૂપ કહેવાય નહિ કેમકે, દ્રવ્યત્વ આદિમા પરરૂપપણાની આપત્તિ પ્રાપ્તિ થઇ જાય! માટે તાદશપ્રકારતાનો અનાશ્રય જે હોય અને વિશેષ્યમા અવૃત્તિ જે હોય તે પટત્વઆદિ પરરૂપ કહેવાય વળી જો ઘટ આદિમા પરરૂપઆદિની અપેક્ષાએ સત્ત્વ માનવામા આવે તો પદાર્થત્વના વ્યાઘાતનો પ્રસગ ઉભો થાય!

ઘટ આદિ આત્મકપણુ, સ્વસ્વભાવઆદિરૂપથી ગ્રહણદ્વારા પરસ્વભાવઆદિથી વ્યવચ્છેદદ્વારા સભવે છે બીજી રીતે નહીં માટે સ્વરૂપના ગ્રહણદ્વારા અને પરરૂપના વ્યવચ્છેદદ્વારા પદાર્થનુ પદાર્થત્વ, વ્યવસ્થાને યોગ્ય છે (૩૦+૫૭૩)

एवं तन्निष्ठा: स्थौल्यादिधर्मवर्त्तमानकालीनपर्यायपृथुबुध्नोदराद्याकाररूपादिगुणघटक्रियाकर्तृत्वादयस्स्वरूपा अन्ये पररूपा ज्ञेयाः ॥११॥

### પોતામા રહેલ ઘટત્વરૂપઅસાધારણ ધર્મરૂપ, ઘટનુ સ્વરૂપ કહ્યા બાદ હમણા બીજાપણ ઘટના સ્વરૂપોનુ અને પરરૂપોનુ વર્ણન—

અર્થ —આ પ્રમાણે ઘટમા રહેલ, સ્થૌલ્યઆદિ ધર્મો-વર્તમાનકાલીન પર્યાય-વિશેષો પૃથુબુધ્નોદરઆદિ આકારો રૂપઆદિ ગુણો-ઘટનક્રિયાકર્તૃત્વવિગેરે સ્વરૂપો છે તે સ્વરૂપથી ભિન્ન-બીજા ધર્મો પરરૂપો છે અર્થાત્ (૧) સ્થૂલતા આદિ સ્વરૂપો અને કૃશતાઆદિ પરરૂપો

(૨) ઋજુસૂત્રનયની અપેક્ષાએ વર્તમાનક્ષણવૃત્તિ ઘટ પર્યાય, ઘટનુ સ્વરૂપ છે અને અતીત અનાગત ક્ષણવૃત્તિ ઘટ-પર્યાયો પરરૂપ છે

(૩) ઘટમા વર્તતો તળીયેથી અને વચ્ચેથી પહોળાઈવાળો આકાર-ગોળાકાર તે ઘટનુ સ્વરૂપ છે એનાથી બીજો આકાર પરરૂપ છે

(૪) રૂપવિશિષ્ટ ઘડો, આખથી દેખાય છે આવો વ્યવહાર હોઈ રૂપદ્વારા ઘટનું જ્ઞાન થાય છે માટે રૂપ વિગેરે ગુણો, ઘટનુ સ્વરૂપ છે, રસઆદિ ગુણો પરરૂપ છે

(૫) પાણી લાવવુ, જલ ધારી રાખવું વગેરે ઘટનક્રિયા-

કરનાર હોઈ ઘડામા ઘટનક્રિયા કર્તૃત્વ, સ્વરૂપ છે એનાથી ભિન્ન પરરૂપ છે (૩૧+૫૭૪)

एव शुम्य मृद्द्रव्य घटस्य स्वरूप, तद्भिन्न स्वर्णादि, परद्रव्यम्, तद्रूपेणापि घटादीना सत्त्वे द्रव्यस्य प्रतिनियमो न स्यात् ॥३२॥

દ્રવ્યની અપેક્ષાએ સ્વરૂપ અને પરરૂપની વ્યવસ્થા—

અર્થ — આ પ્રમાણે શુદ્ધ મૃદ્ (માટીરૂપ) દ્રવ્ય, ઘડાનું સ્વરૂપ છે, માટીરૂપ દ્રવ્યથી ભિન્ન સોનુ-પાણી વિગેરે પરદ્રવ્ય છે એનાચ માટીરૂપ કે પાર્થિવત્વરૂપ સ્વદ્રવ્યથી ઘડો છે અને સોનુ, પાણી વિગેરે પરદ્રવ્યથી ઘડો નથી જો પરદ્રવ્યની અપેક્ષાએ પણ ઘટ આદિ છે એમ માનવામા આવે તો ઇતરેતર -અન્યોઽન્યરૂપની આપત્તિ-પ્રાપ્તિ થવાથી 'આ માટીનો ઘડો છે' ઇત્યાદિ દ્રવ્યનો નિયમ-વિવેક-વ્યવસ્થા ન થાય (૩૨+૫૭૫)

एव घटस्य निज क्षेत्र भूतलादि, परक्षेत्र तद्भिन्न कुड्यादि, स्वक्षेत्र इव परक्षेत्रेऽपि सत्त्वे क्षेत्रनियमानुपपत्तिप्रसङ्ग ॥३३॥

ક્ષેત્રકૃત સ્વરૂપ-પરરૂપ વ્યવસ્થા—

અર્થ — આ પ્રમાણે ઘટનું પોતાનુ ક્ષેત્ર-આધાર ભૂતલ આદિ છે અને પરક્ષેત્ર-ભૂતલ આદિથી ભિન્ન ભીત વિગેરે છે જો સ્વક્ષેત્રમા જેમ છે તેમ પરક્ષેત્રમા છે એમ માનવામા આવે તો 'આજ ક્ષેત્રમાં ઘડો છે તે ક્ષેત્રમા ઘડો નથી' આવા ક્ષેત્રના

નિયમોનો ભગ થાય! અર્થાત્ ક્ષેત્રનિયમના અભાવનો પ્રસગ થાય! (૩૩+૫૭૮)

एव वर्त्तमानकाल एव घटस्य काल, तद्भिन्नातीतादि परकाल: स्वकालवत्परकालेऽपि घटस्य सत्त्वे कालप्रतिनियमानुपपत्ति' प्रसज्येत । इति सप्तभङ्गीनिरूपणम् ॥१४॥

કાલકૃત સ્વરૂપ-પરરૂપ વિભાગ—

અર્થ— આ પ્રમાણે વર્તમાનકાલ એજ ઘટનો સ્વકાલ છે, તેનાથી ભિન્ન-અતીત અનાગતકાલ પરકાલ છે સ્વકાલમા જેમ ઘડો છે તેમ પરકાલમા પણ ઘડો છે એમ માનવામા આવે તો 'આ ચાલુ કાલમા ઘડો છે અતીત આદિ કાલમા ઘડો નથી' એવો નિયત કાલનો વ્યવહાર ન થાય! અર્થાત કાલના નિયમના અભાવનો પ્રસગ થાય!

(ભાવની અપેક્ષાએ ઘડાનો પીતવર્ણ (પીળોરગ) સ્વભાવ છે તેનાથી ભિન્ન શ્યામવર્ણ (કાળોરગ) પરભાવ છે જેમ સ્વભાવમા ઘડો છે તેમ પરભાવમા ઘડો છે એમ માનવામા આવે તો આ સ્વભાવમા જ ઘડો છે પરભાવમા ઘડો નથી એવા ભાવના નિયમનો અભાવનો પ્રસગ થાય! એમ બીજા સ્થાનમા સમજાવેલુ અહી સમજવુ)

આ પ્રમાણે સપ્તભગીનુ નિરૂપણ સમાપ્ત થાય છે (૩૪+૫૭૭)

अनाप्तपुरुषप्रणीतवचनसम्भूतमयथार्थशाब्दज्ञानमाग-

माभास, तद्वचनमप्यागमाभास । समाप्तमागमनिरूपणम् ॥१५॥

### આગમાભાસનુ વર્ણન—

અર્થ — અનાપ્ત પુરૂષે (અયથાથ વક્તાએ) કહેલ કે રચેલ વચનથી પેદા થયેલ જે અયથાર્થ શબ્દજ્ઞાન તે 'આગમાભાસ' કહેવાય છે અયથાર્થ વક્તાનું વચન-અયથાથ જ્ઞાનજનક વાકય પણ કારણમા કાર્ય ઉપચારની અપેક્ષાએ 'આગમાભાસ' કહેવાય છે

આ પ્રમાણે આગમનુ નિરૂપણ સમાપ્ત થાય છે (૩૫+૫૭૮)

## ઇતિ આગમ નિરૂપણ નામક છટ્ઠુ કિરણ



## प्रमाणप्रामाण्यनामकः सप्तमकिरण.

ज्ञानस्य प्रामाण्यं प्रमेयाव्यभिचारित्वमेव । स्वातिरिक्त-ग्राह्यापेक्षया प्रमेयव्यभिचारित्वं ज्ञानस्याप्रामाण्यं, सर्वन्तु स्वा-पेक्षया प्रमाणमेव बाह्यार्थापेक्षया तु किञ्चित्प्रमाणं किञ्चिदप्र-माणम् ॥१॥

અર્થ — જ્ઞાનનું પ્રમાણપણું (જ્ઞાનના પોતાનામાં રહેલ પ્રમાણપણું) એટલે પ્રમેય (પ્રમા–યથાર્થ નિર્ણયના વિષયરૂપ પદાર્થ)ની સાથે અવ્યભિચારિપણું (અવિસંવાદિતા–સંવાદિતા) જ સમજવું

જ્ઞાનનું અપ્રમાણપણું એટલે સ્વસંવેદનભિન્નગ્રાહ્ય (બાહ્ય પદાર્થ)ની અપેક્ષાએ પ્રમેય (જ્ઞેય)ની સાથે વ્યભિચારિપણું (વિસંવાદિતા) જ સમજવું

વળી સર્વજ્ઞાન (તમામ જાતિનું જ્ઞાન)ના સ્વસંવેદનનું કથંચિત્ પ્રમાણપણું હોઈ સ્વઅપેક્ષાએ, સર્વજ્ઞાન પ્રમાણરૂપ જ છે અને બાહ્ય પદાર્થની અપેક્ષાએ જ કિંચિતજ્ઞાન (કોઈ જ્ઞાન) પ્રમાણરૂપ, હોય છે અને કિંચિતજ્ઞાન (કોઈક જ્ઞાન) પ્રમાણઆભાસરૂપ અપ્રમાણરૂપ હોય છે

તથાચ સઘળા જ્ઞાનમા સ્વરૂપમા પ્રામાણ્ય અનાવૃત્ત જ છે બાહ્ય અર્થ મા અનિયત ક્ષયોપશમ છે આમ સ્વભાવની કલ્પ નાથી કોઈ વિરોધ નહીં આવે આથી જ્ઞાનમાત્ર, સ્વઅપેક્ષાએ, સ્વસ વેદનરૂપ પ્રત્યક્ષ પ્રમાણ છે (૧+૫૭૯)

प्रामाण्याप्रामाण्ये च स्वकारणवृत्तिगुणदोषापेक्षयोत्पत्तौ परत एव ॥२॥

## ઉત્પત્તિ વિષયમા પરત એવ પ્રામાણ્ય અપ્રામાણ્યનુ વર્ણન—

અર્થ — પોતાના જ્ઞાનનુ જે કારણ–ચક્ષુ આદિ કારણ સમુદાય છે તેમા રહેલ જે ગુણ છે તેની અપેક્ષાએ પ્રામાણ્ય અને જે દોષ છે તેની અપેક્ષાએ અપ્રામાણ્ય થાય છે એટલે પરની અપેક્ષાએ ઉત્પન્ન થતા હોવાથી ઉત્પત્તિવિષયમા તે પ્રામાણ્ય અને અપ્રામાણ્ય પરથી જ થાય છે એમ સમજવુ તેથી અર્થ ગત તથાભાવપ્રકાશત્વરૂપ પ્રામાણ્યની, સ્વજ્ઞાનરૂપ કારણથી ભિન્નગુણની અપેક્ષા નહી રાખનાર હોઈ સ્વથીજ ઉત્પત્તિ છે (૨+૫૮૦)

ज्ञप्तौ त्वनभ्यासदशापन्ने परतोऽभ्यासदशापन्ने च स्वत एवेति ॥३॥

અર્થ —( સ્વરૂપજ્ઞાનગતપ્રામાણ્યની) જ્ઞપ્તિ વિષયમા તો અભ્યાસદશાવિશિષ્ટ જ્ઞાનમા સ્વની અપેક્ષાએ અનભ્યાસદશા સપન્ન જ્ઞાનમા પરની અપેક્ષાએ પ્રામાણ્ય અપ્રામાણ્ય ( નો બોધ ) થાય છે તથા ચ પ્રામાણ્ય અને અપ્રમાણ્ય (નો બોધ)

कनककङ्कणादिपरिणामेषु काञ्चनमिति प्रतीतिसाक्षिक काञ्चनद्रव्यम् ॥६॥

ઊર્ધ્વતા સામાન્યનુ વર્ણન—

અર્થ — પૂર્વ પરિણામ (પર્યાય) રૂપ કટક અને ઉત્તર પરિણામરૂપ કકણમા અર્થાત્ પૂર્વ ઉત્તર પરિણામમા અનુગામિ સાધારણ એક દ્રવ્ય, ત્રણેય કાલમા અનુયાયી જે વસ્તુનો અશ છે તે દ્રવ્ય 'ઊર્ધ્વતા સામાન્ય' કહેવાય છે દા ત જેમકે, કટક, કકણ આદિ પરિણામોમા 'કાચન-કાચન' આવી પ્રતીતિ, જેમા સાક્ષીરૂપ નિમિત્ત કારણ છે એવું 'કાચન-દ્રવ્ય' ઊર્ધ્વતાસામાન્ય કહેવાય છે તથાચ જેમ 'ગાય-ગાય' આવા અનુવૃત્તિવાળા પ્રત્યયથી સમાનકાલીન પણ વ્યક્તિઓમા ગોત્વ નામનુ 'તિર્યક્ સામાન્ય' સિદ્ધ થાય છે તેવી જ રીતે પૂર્વ ઉત્તર પર્યાયોમા પણ 'આ કાચન-આ કાચન' આવી પ્રતીતિથી તાદૃશ પર્યાય અનુગામિ દ્રવ્યરૂપ 'ઊર્ધ્વતા સામાન્ય' કથચિત્ અભિન્ન સિદ્ધ થાય છે જ (૬+૫૮૪)

विशेषोऽपि द्विविधो गुण. पर्यायश्चेति । सहभावी गुण । यथात्मन उपयोगादय पुद्गलस्यग्रहणगुण , धर्मास्तिकायादीनाञ्च गतिहेतुत्वादय क्रमभावी पर्याय यथा सुखदु खहर्षविषादादयः अभिन्नकालवर्तिनो गुणाः विभिन्नकालवर्तिनस्तु पर्याया ।७॥

વિશેષ વિભાગ—

અર્થ — જેમ સામાન્ય બે પ્રકારનુ છે તેમ વિશેષ પણ

ગુણ-અને પર્યાય (જો કે પર્યાય શબ્દ, વિશેષમાત્ર વાચક છ તો પણ સહવર્તી વિશેષ વાચક ગુણ શબ્દના સનિધાનથી ક્રમવર્તી વિશેષ વાચક જ જાણવો)ના ભેદથી બે પ્રકારનો છે

(૧) ગુણરૂપ વિશેષ=દ્રવ્યની સાથે સદા રહેનાર સહજ-અનુપચરિત જે સ્વીયભાવરૂપ વિશેષ તે ગુણ' કહેવાય છે

દા ત જેમકે, આત્મદ્રવ્યના ઉપયોગ (ચૈતન્ય) વિગેરે પુદ્ગલદ્રવ્યનો ગ્રહણરૂપ ગુણ, ધર્માસ્તિકાય દ્રવ્યનો ગતિહેતુત્વ, અધર્માસ્તિકાય દ્રવ્યનો સ્થિતિહેતુત્વ, આકાશાસ્તિકાયનો અવ કાશદાતૃત્વ કાલદ્રવ્યનો વત નાહેતુત્વ વિગેરે ગુણો સમજવા

(૨) પર્યાયરૂપ વિશેષ=ક્રમથી રહેનારા-ક્રમવર્તી પરિણામો-વિશેષો, નવપુરાણ વિગેરે 'પર્યાય કહેવાય છે જેમકે, દા ત આત્મદ્રવ્યની સાથે ક્રમવર્તી સુખ-દુ ખ, હર્ષ-ખેદ વિગેરે

ગુણ=અભિન્નકાલવર્તી-સદૈવ સહવર્તી વિશેષ 'ગુણ' કહેવાય છે

પર્યાય=વિભિન્નકાલવર્તી વિભિન્ન-દ્રવ્યની અવસ્થાતર-ભિન્ન ભિન્ન પરિણામાતર પ્રાપ્તિરૂપ વિશેષ' પર્યાય' કહેવાય છે વસ્તુત ગુણ-પર્યાયમા કોઈ ભેદ નથી કેમકે, સહવર્તી પ યિ વિશેષ, ગુણ છે અને ક્રમવર્તી પર્યાયવિશેષ, પર્યાય છે અર્થાત્ સહક્રમવર્તિત્વની અપેક્ષાએ ભેદ સમજવાનો છે પરતુ ગુણ, પર્યાયવિશેષ છે માટે જ કહેવાય છે 'જે પર્યાય છે તે જ ગુણ છે' (૭+૫૮૫)

अत्र य एव सुखादयो गुणास्त एव पर्याया इति कथ भेद इति नो वाच्यम . क्रमभेदेन भेदस्यानुभावात् ॥८॥

ગુણ અને પર્યાયમા કાલકૃત ભેદનુ વર્ણન—

અર્થ—તમારે એવો તર્ક નહીં કરવો કે જે સુખ આદિ ગુણો છે તે જ પર્યાયો, એમ ભેદ કેમ છે?

કેમકે, કાલનો ભેદ અનુભવાતો હોઇ કાલભેદની અપેક્ષાએ જ ગુણ-પર્યાયમા ભેદનો અનુભવ છે સર્વથા નહીં (એક કાલવર્તી વિશેષ, ગુણ ભિન્ન ભિન્ન કાલવર્તી વિશેષ, પર્યાય) (૮+૫૮૬)

प्रमाणजन्यं फलं द्विविधमनन्तरं परम्परमिति । अज्ञाननिवृत्तिरनन्तरं फलम्, केवलिनामपि प्रतिक्षणमशेषार्थविषयाज्ञाननिवृत्तिरूपपरिणतिरस्त्येव, अन्यथा द्वितीयादिसमये तदनभ्युपगमेऽज्ञत्वप्रसङ्गः ॥९॥

પ્રમાણભૂત સર્વજ્ઞાનોના ફલનુ વર્ણન-

અર્થ—પ્રમાણથી થતું ફલ, અનતર અને પરપરભેદથી બે પ્રકારનુ છે (૧) પ્રમાણનુ અનતર-અવ્યવહિત (તુર્તનુ) પ્રદીપનાપ્રકાશજન્ય અધકારના અભાવની માફક અજ્ઞાનની નિવૃત્તિ (અભાવ) ફલ છે કેમકે, અજ્ઞાનતિમિરના ઉન્મૂલના પ્રયોજનને લઇને પ્રમાણોની પ્રવૃત્તિ છે અહીં ઉપલક્ષણથી જેમ અજ્ઞાનનિવૃત્તિ, અનતર ફલ છે તેમ અર્થપ્રકાશ એ પણ અનતર ફલ છે એમ સમજવુ

કેવલજ્ઞાનીઓને પણ પ્રતિસમય સમસ્તપદાર્થવિષયક અજ્ઞાનનિવૃત્તિરૂપ-પરિણતિ છે જ, જો અજ્ઞાનનિવૃત્તિરૂપ પરિણામને ન માનવામા આવે તો અજ્ઞાનનિવૃત્તિના અભાવ-

રૂપ અજ્ઞતાનો પ્રસગ આવી જાય ! તથા ચ પ્રથમ સમયમા પ્રથમ સમયવિશિષ્ટ અજ્ઞાનનિવૃત્તિ હતી, દ્વિતીયાદિ સમય વિશિષ્ટ અજ્ઞાનનિવૃત્તિ હોય છે માટે ફલભાવરૂપ દોષ નથી (૯+૫૮૭)

केवलज्ञानस्य पारम्परफलं माध्यस्थ्यं हानोपादानेच्छाया अभावात्, तीर्थकरत्वनामोदयात्तु हितोपदेशप्रवृत्तिः, सुखन्तु न केवलज्ञानस्य फलं, अशेषकर्मक्षयस्य फलत्वात् ॥१०॥

અર્થ — કેવલજ્ઞાનનું પર પર ફલ, મધ્યસ્થવૃત્તિતા–ઉપેક્ષા છે કેમકે, સ સાર અને સ સારકારણરૂપ હેયનો ત્યાગ થયેલ હોઈ અને મોક્ષ અને તેના કારણરૂપ ઉપાદેયનુ ઉપાદાન કરેલ હોઈ પ્રયોજન સિદ્ધ થવાથી હેયહાન ઉપાદેય ઉપાદાન વિષયક ઇચ્છાનો અભાવ છે અર્થાત્ મોહના અભાવથી–રાગદ્વેષના અભાવથી સ્વભાવથી સ્વપરદુઃખનિવર્ત્તનરૂપ–અભયદાન સ્વરૂપ પરમદયા જ માધ્યસ્થ્ય સમજવુ વળી તીર્થ કરનામકર્મના ઉદયથી હિતોપદેશની પ્રવૃત્તિ છે તે હિતોપદેશપ્રવૃત્તિથી પર દુ ખના નિરાકરણની સિદ્ધિ સમજવી

કેવલજ્ઞાનનુ ફલ સુખ નથી કેમકે, સકલકર્મના ક્ષયનું ફલ શાશ્વત સુખ છે

(કેવલજ્ઞાન હોય તો અવશ્ય સકલકર્મનો ક્ષય હોય અને સકલકર્મના ક્ષયથી શાશ્વત સુખ હોય એમ માનવામા વાધો નથી ) (૧૦+૫૮૮)

तदुभि नयमाणानान्तु हानोपादानोपेक्षाबुद्धयः फलम् ॥११॥

## મતિજ્ઞાન શ્રુતજ્ઞાનાદિ ચાર જ્ઞાનોના પરંપર ફેલનુ વર્ણન—

અર્થ — કેવલજ્ઞાનભિન્ન ચાર જ્ઞાનરૂપી પ્રમાણોનુ વ્યવહિત ફલ, હેયના હાનની ઇચ્છાજનક બુદ્ધિ, ઉપાદેયના ઉપાદાનની ઇચ્છાજનક બુદ્ધિ, ઉપેક્ષણીયની ઉપેક્ષાની ઇચ્છા જનક બુદ્ધિ છે હેયહાનની ઇચ્છાજનક, ઉપાદેયના ઉપાદાનની ઇચ્છાજનક, બુદ્ધિ દ્વારા હેયહાનરૂપ ઉપાદેયના ઉપાદાનરૂપ વિરતિ પણ ફલ સમજવું (૧૧+૫૮૯)

फलञ्च प्रमाणाद्भिन्नाभिन्नं, प्रमाणतया परिणतस्यैवाऽऽत्मन फलत्वेन परिणमनात्तयोः कथञ्चिद्मेदः, कार्यकारणभावेन प्रतीयमानत्वाच्च कथञ्चिद्भेद । इति समाप्त प्रमाण निरूपणम् ॥१२॥

## પ્રમાણથી ફલ, ભિન્નાભિન્ન છે એનુ વર્ણન—

અર્થ — પ્રમાણથી ફલ કથચિદ્ અભિન્ન છે=એક પ્રમાતૃરૂપ આત્માના તાદાત્મ્યની અપેક્ષાએ પ્રમાણફલનો કથ ચિદ્ અભેદ છે તે આ પ્રમાણે-જે આત્મા, પ્રમાણના આકારે (રૂપે) પરિણમે છે (પરિણત થાય છે) તેજ આત્મા, ફલરૂપે પરિણત થાય છે બીજો નહી, કેમકે, તેવું જ દર્શન છે અન્યથા (નહી તો) પ્રમાણ ફલનો નિયમ જ ન થાય। પ્રમા ણથી ફલ કથચિદ્ ભિન્ન છે=કાર્યકારણ ભાવથી પ્રતીયમાન (માલુમ પડતા) હોવાથી પ્રમાણ ફલનો કથચિદ્ ભેદ પણ થાય। અથ પ્રકાશન આદિમા પ્રમાણ, સાધકતમ કારણ (કરણ) છે,

અને અર્થ પ્રકાશ, પ્રમાણનુ ફલરૂપ કાર્ય છે એમ પ્રતીતિ થાય છે જ, સર્વથા અભેદ માનવામા ઉપરોક્ત કાર્ય કારણની વ્યવસ્થા-વિવેક ન થાય! અહી ચ શબ્દથી આત્મારૂપ પ્રમાતાનો સગ્રહ કરવાનો છે તેથી પ્રમાણ અને ફલનુ જે પરિણામિકારણ, તે પ્રમાતા છે જો પ્રમાતા ન હોય તો પ્રમાણ ફલનો ભેદાભેદ ન હોય! પ્રમાણની સાથે અભિન્ન આત્માની સાથે પ્રમાણ ફલની અભિન્નતા હોવાથી પ્રમાણ ફલનો અભેદ જાણવો માટે પ્રમાણ ફલની સાથે ભિન્નાભિન્ન, ઉત્પાદ-વ્યય ધ્રૌવ્યાત્મક પ્રમાતા સ્વીકારવો

આ પ્રમાણે પ્રમાણ-વિષય-ફલ-પ્રમાતાઓનુ નિરૂપણ કરી દીધેલ હોઈ પ્રમાણનિરૂપણરૂપ સપ્તમકિરણની સમાપ્તિ થાય છે (૧૨+૫૯૦)

ઇતિ પ્રમાણ નિરૂપણ સપ્તમ કિરણ



## आरोपणनिरूपणनामक अष्टमकिरण

प्रमाणञ्च निश्चयात्मकमेव, आरोपविरोधित्वात् ॥१॥

યથાર્થ નિર્ણયરૂપ પ્રમાણના સ્વરૂપની ચર્ચા—

અર્થ—પ્રમાણ, નિશ્ચયાત્મક જ (એવકારથી નિરાકારરૂપ દર્શનના પ્રમાણત્વનો વ્યવચ્છેદ કરેલ જાણવો) છે કેમકે, જે સ્વરૂપ આગળ કહેવાશે એવા સંશયાદિરૂપ આરોપનો વિરોધ છે જ્યારે આરોપ અયથાવસ્થિત વસ્તુગ્રાહક છે આથી આરોપનું વિરોધિત્વ પ્રમાણનું છે

તથાચ પ્રમાણ, નિશ્ચયાત્મક જ છે કેમકે, આરોપ વિરોધિ છે જે નિશ્ચયાત્મક નથી તે આરોપ વિરોધિ નથી જેમકે ઘડો અને આરોપ વિરોધિ પ્રમાણ છે માટે તે નિશ્ચયાત્મક જ છે એમ સમજવું (૧+૫૯૧)

अतत्प्रकारके वस्तुनि तत्प्रकारकत्वज्ञानमारोपः स त्रिधा विपर्ययसंशयानध्यवसायभेदात् । अन्यथास्थितवस्त्वेककोटिमात्रप्रकारकनिश्चयो विपर्ययः, यथा शुक्ताविदं रजतमिति ज्ञानम् ॥२॥

પ્રમાણુવિરોધિ આરોપનો લક્ષણપૂર્વક વિભાગ—

અર્થ— આરોપન લક્ષણ=જે પ્રકારનુ જ્ઞાન કરાય છે તે પ્રકારના અભાવવાળી વસ્તુમા તે પ્રકારનુ જ્ઞાન 'આરોપ' કહેવાય છે તે આરોપ, વિપર્યય-સશય-અનધ્યવસાયના ભેદથી ત્રણ પ્રકારનો છે

(૧) વિપર્યય=અન્યથાસ્થિત (તે આકાર-રૂપથી રહિત વસ્તુમા તે જ માત્ર આકાર-રૂપ એક કોટીમાત્ર પ્રકારવાળો નિશ્ચય (સશયભિન્ન જ્ઞાનરૂપ નિશ્ચય) 'વિપર્યય' કહેવાય છે

દા ત જેમકે, રજતના આકાર વગરની (અતદાકાર) શુક્તિકામા (છીપમા) રજતના આકારરૂપે (તદાકારરૂપે) આ રજત છે (ચાદી છે) આવું જ્ઞાન (ભાન) વિપર્યાસરૂપે હોઈ વિપર્યયરૂપ વિપરીત પ્રતીતિ તરીકે કહેવાય છે (૨+૫૯૨)

अत्र हि स्मरणोपढौकित रजत तद्देशतत्काळयोर विद्यमानमपि दोषमहिम्ना सन्निहितत्वेन भासत इति विप रीतरव्यातिरूपमिदम् । स्मरणञ्च चाकचिक्यादिसमानध- र्मणा शुक्तौ दर्शनाद् भवति ॥१॥

અર્થ— 'આ રજત છે' આવી ભ્રાતિમા, રજતરૂપી આલબન, (વિષય) જ્યારે જેમા તે રજત વિષયક જ્ઞાન છે તે દેશ અને તે કાલમા અવિદ્યમાન-રજત છતા પણ અર્થાત્ આ દેશ કાલની અપેક્ષાએ તે રજતનુ અવિદ્યમાનપણુ છતા, દોષના મહિમાથી રજતનુ સનિધાન હોવાથી સ્મરણથી ઉપ

સ્થિત રજત થાય છે, જગત થતુ નથી કેમકે, ચિત્તમા સ્ફુરાયમાન પદાર્થનુ બહાર ભાસન થવુ તે ઉપસ્થાન કહેવાય છે ચિત્તમા સઘળુ ય સ્ફુરાયમાન થતું નથી અર્થાત્ 'શુક્તિકામા આ રજત છે' આવા વિપર્યયમા સ્મરણથી ઉપસ્થિત, તે દેશકાલની અપેક્ષાએ અવિદ્યમાન છતા દોષ મહિમાથી રજતના સનિધાનથી રજત ભાસમાન થાય છે આવુ વિપર્યયાત્મક જ્ઞાન, વિપરીત ખ્યાતિરૂપ, કહેવાય છે વળી સદૃશ પદાર્થના દર્શનથી સ્મરણ છે અહી શુક્તિકા અને રજતનુ (ચાકચિક્ય=ચકચકિતપણુ ભ્રમનો ઉત્પાદકદોષવિશેષ, જેમ શુક્તિકામા ચાકચિક્ય અહી ચાકચિક્યદોષના વશે 'આ રજત છે આવુ જ્ઞાન ઉત્પન્ન થાય છે એમ જાણવું) ચાકચિક્ય આદિ સાદૃશ્ય છે, વિશ્વનુ નહી માટે ચાકચિક્ય આદિ સમાન ધર્મોનુ દર્શન થવાથી શુક્તિમા રજતનું સ્મરણ થાય છે તે સ્મરણે રજતનુ ઉપસ્થાપન કરેલ નહી કે વિશ્વનુ

આ પ્રમાણે પ્રત્યક્ષ વિષયક વિપર્યયનુ ઉદાહરણ જાણવું (૩+૫૯૨)

एव बाष्पधूलीपटलादौ धूमभ्रमाद्वह्निविरहिते देशे वह्न्यनुमानमय देशो वह्निमानिति । क्षणिकाक्षणिके वस्तुनि बौद्धागमात्सवथा क्षणिकत्वज्ञान, भिन्नाभिन्नयोर्द्रव्यपर्याययोर्नैयायिकवैशेषिकशास्त्रत एकान्तभेदज्ञान, नित्यानित्यात्मके शब्दे मीमासकशास्त्रत एकान्तनित्यत्वज्ञानमित्यादीनि विपरीतोदाहरणानि ॥४॥

'અનુમાન આદિ વિષયક વિપર્યયોનુ ઉદાહરણ—

અર્થ — બાષ્પ (આસુ-બાફ) ધૂલી (ધૂળ-આકળ) પટલ (નેત્રનુ પડલ-નેત્રરોગ) આદિ (બરફ આદિ) હોઈ ધૂમનો ભ્રમ થવાથી અગ્નિ વગરના પ્રદેશમા 'આ પ્રદેશ, અગ્નિવાળો છે' આવું અનુમાન, વિપર્યયરૂપ છે

(૨) ક્ષણિક અક્ષણિક વસ્તુમા બૌદ્ધ આગમથી સર્વથા ક્ષણિકપણાનુ જ્ઞાન ભિન્ન અભિન્ન દ્રવ્ય અને પર્યાયમા નૈયાયિક વૈશેષિક શાસ્ત્રથી એકાતભેદનુ જ્ઞાન નિત્ય અનિત્ય શબ્દમા એકાત નિત્યપણાનું જ્ઞાન, ઇત્યાદિ વિપરીત ઉદાહરણો જાણવા અર્થાત્ પરીક્ષાથી નિર્ણીત ક્ષણિકાક્ષણિક-ભિન્નાભિન્ન-નિત્યાનિત્યાદિરૂપ વસ્તુમા, તે તે શાસ્ત્રબલથી ભ્રાંતિ સહકૃત એકાત ક્ષણિકત્વાદિ જ્ઞાન હોયે છતે વિપર્યયપણું જાણવુ (૪+૫-૪)

अनिश्चितनानाशविषयकं ज्ञानं संशयः । यथा स्थाणुर्वा पुरुषो वेति ज्ञानम् । इदञ्च स्थाणुत्वपुरुषत्वान्यतरनिश्चायकमतिपक्षकप्रमाणाभावादारोहपरिणाहात्मकसाधारणधर्मदर्शनात्कोटिद्वयविषयकस्मरणाच्च समुन्मिषति । अयं प्रत्यक्षधर्मिकः संशयः । परोक्षधर्मिविषयको यथा क्वचिद्वनप्रदेशे शृङ्गमात्रदर्शनेन किं गौरयं गवयो वेति संशयः ॥५॥

અર્થ — એક ધર્મીમા અનિશ્ચિત-નાના (અનેક) અશ વિષયવાળુ જ્ઞાન 'સશય' કહેવાય છે

સામાન્યથી સશયના પ્રત્યે ધર્મીજ્ઞાન, સાધારણ ધર્મદર્શન, વિશેષનુ અદર્શન, અનેક વિશેષોનુ સ્મરણ કારણ છે આ

સંશયાત્મક જ્ઞાન, સ્થાણુત્વ—પુરુષત્વરૂપ બે વિશેષમાથી કોઇ એકનુ સાધક (નિશ્ચયકારક) અને બાધક (પ્રતિષેધકારક) પ્રમાણુનો અભાવ હોવાથી, (આ, વાકયથી વિશેષના અદર્શન રૂપ સપત્તિ, દર્શાવેલ છે) આરોહ (ઉંચાઇ–લબાઇ) અને પરિણાહ (વિશાલતા–પહોળાઇ) અર્થાત સ્થાણુ (ઠુઠુ) અને પુરુષના આરોહ–પરિણામરૂપ સાધારણ ધર્મના દર્શનથી, આ વાકયથી સાધારણ ધર્મદર્શનરૂપ કારણ સપત્તિ, દર્શાવેલ છે) દૂરથી પ્રત્યક્ષ વિષયભૂત અગ્રવર્તી સશયનો ધર્મી છે (આથી ધર્મિ જ્ઞાન, કારણ જાણવું) ત્યારબાદ આ સ્થાણુ છે કે પુરુષ ?' આવો સશય ઉત્પન્ન થાય છે

આ સાવ્યવહારિક પ્રત્યક્ષ ધર્મિક સશય જાણવો પરોક્ષ ધર્મિવિષયક સશય=જેમકે, કોઇ એક વન પ્રદેશમા શૃગ (શિંગડુ) માત્ર દર્શનની 'શુ આ ગાય છે કે ગવય (રોઝ) છે ?' આવો સશય, પરોક્ષ ધર્મિવિષયક સશય કહેવાય છે અર્થાત્ ગોત્વગવયત્વવિષયક સાધક બાધક પ્રમાણના અભાવથી વિશેષ દર્શનથી (શૃગથી) અનુમિત પરોક્ષધર્મિમાં સશય થાય છે (૫૬૫૯૫)

विशिष्टविशेषास्पर्शिज्ञानमनध्यवसायः । यथा गच्छता मार्गे किमपि मया स्पृष्टमिति ज्ञानम् । अयमनध्यवसाय मत्यक्षविषय' ॥६॥

અનધ્યવસાયનુ નિરૂપણ—

અર્થ -વિશિષ્ટરૂપે સ્પષ્ટરૂપે વિશેષને જે ન સ્પર્શે તેવુ જ્ઞાન 'અનધ્યવસાય' કહેવાય છે અર્થાત્ દૂર-અધકાર-અન્ય આસક્ત

ચિત્તપણા આદિ કારણસર, અસાધારણ ધમના પરામર્શશૂન્ય-જે પ્રત્યય-ભાન, અનિશ્ચયરૂપ હોઇ તે 'અનધ્યવસાય' કહેવાય છે જેમકે, દા ત માગમા ચાલતા મે કોઇ ચીજને સ્પર્શ કર્યો પણ તે કઇ ચીજ છે? તે જાણી નહી આ અનધ્યવસાય, પ્રત્યક્ષ વિષયક જાણવો (६+५६६)

परोक्षविषयस्तु गोजातीयपरिज्ञानविधुरस्य विपिननिकुञ्जे सास्नामात्रदर्शनेन सामान्यत पिण्डमात्रमनुमाय प्रदेशेऽस्मिन् कोऽप प्राणीति विशेषानुल्लेखि ज्ञानम् । अनिश्चितानेककोटिविषयकस्सशयः । सर्वथा कोटूयविषयकोऽनध्यवसाय इत्यनयोर्भेद । तथाऽनवस्थितानेकाशप्रकारके वस्तुन्यनवस्थितानेकांशप्रकारकत्वावगाहनात्सशय आरोपरूप । अनध्यवसायस्य सशयविपर्ययात्मकरोपेण सहायथार्थपरिच्छेदकत्वसाम्यादारोपरूपत्वमुपचारवृत्त्या भाव्यम् । इत्यारोपनिरूपणम् ॥७॥

અર્થ — પરોક્ષ વિષયક અનધ્યવસાય=ગાયના જ્ઞાનથી રહિતપુરુષને અરણ્યમા સાસ્ના (ગાયને ગળે લટકતી ચામડાની ગોદડી) માત્રના દર્શનથી અનધ્યવસાયના ધર્મીરૂપ પ્રાણી માત્રનુ અનુમાન કરી આ પ્રદેશના કોઇ પ્રાણી છે, પણ કોણ આ પ્રાણી છે? આવુ વિશેષનો ઉલ્લેખ નહી કરનારુ જ્ઞાન પરોક્ષવિષયક—અનધ્યવસાય જાણવો

સશય અને અનધ્યવસાયનો વિવેક

સ શય=અનિશ્ચિત અનેક કોટી ( અ શ ) વિષયવાળો સ શય છે

અનધ્યવસાય=સર્વથા કોટીના વિષય વગરનો અનધ્ય વસાય છે

આ પ્રમાણે સ શય અને અનધ્યવસાયનો ભેદ જાણવો તથા ચ અનવસ્થિત અનેક અ ગના પ્રકાર વગરની વસ્તુમા અનવસ્થિત અનેક અ શ પ્રકારકપણાનુ અવગાહન હોઇ સ શય 'આરોપ' રૂપ છે અનધ્યવસાયનુ સ શયવિપર્યયાત્મક આરો પની સાથે અયથાર્થ પરિચ્છેદકપણાનુ સામ્ય હોવાથી આરોપ રૂપપણુ ઉપચારવૃત્તિથી જાણવુ (૭+૫૯૭)

ઇતિ આરોપ નિરૂપણ નામક અષ્ટમકિરણ



## नयनिरूपणनामक
## नवम किरण

श्रुताख्यप्रमाणबोधितांशग्राहकोऽनिराकृतेतरांशो वक्तुरभिप्रायविशेषो नय ॥१॥

### નયનુ લક્ષણ—

અર્થ — આર્હંત પ્રવચનરૂપ શ્રુતનામક પ્રમાણથી બોધિત –અનેકાંત આત્મક વસ્તુના અંશનો (નિત્યત્વ આદિ એકદેશ રૂપધર્મનો) ગ્રાહક, ઇતર અંશનુ (અનિત્યત્વ આદિ રૂપ એક દેશનુ) નિરાકરણ–પ્રતિષેધ નહી કરનારો જે વક્તાનો અભિપ્રાય વિશેષ (અપેક્ષાત્મક શાબ્દ બોધ) તે નય' કહેવાય છે અર્થાત્ અનંતધર્માત્મક વસ્તુના અંશભૂત–પ્રતિનિયત (વિશિષ્ટ) ધર્મરૂપ પ્રકારવાળુ અપેક્ષાત્મક શાબ્દબોધપણુ જ્ઞાનરૂપ નયનુ સ્વરૂપ જાણવુ અને નયવાક્યનુ તો અનંત ધર્માત્મક વસ્તુના અંશભૂત નિયત ધર્મરૂપ પ્રકારવાળા અપેક્ષાત્મક શાબ્દ બોધ જનક વાક્યપણુ એ સ્વરૂપ જાણવું સારાંશ કે અનંતધર્માત્મક વસ્તુમા રહેલા અનંતધર્મોમાનો નિષેધ કર્યા વગર અર્થાત્ તે ધર્મો તરફ ઉદાસીન રહીને કોઇ એક ધર્મ દ્વારા વસ્તુનો નિશ્ચય કરવારૂપ અધ્યવસાય તે 'નય' છે બીજા શબ્દોમા કહીયે તો

વસ્તુ સબધી જુદી જુદી દૃષ્ટિએ-અપેક્ષાએ વિચાર કરવાથી જે જુદા જુદા જ્ઞાતાના યથાર્થ અભિપ્રાયો 'નય' કહેવાય છે (૧+૫૯૮)

यथार्थवस्त्वेकदेशग्राहकत्वान्नयस्य यथार्थनिर्णयत्वरूपप्रमाणत्वं नास्त्येव । अत एव च नाप्रमाणत्वं, अपि तु प्रमाणाप्रमाणाभ्यां भिन्न ज्ञानान्तरमेव ॥२॥

અર્થ — યથાર્થ (અનત ધર્માત્મક) વસ્તુના એક દેશ (નિયત-એક ધર્મરૂપ દેશ)નો ગ્રાહક હોઈ નયનુ યથાર્થ નિર્ણયત્વરૂપ પ્રમાણપણુ નથી જ તથા અપ્રમાણપણુ (મિથ્યાજ્ઞાનપણુ) નથી જ પરતુ પ્રમાણ અને અપ્રમાણથી ભિન્ન જ્ઞાનાતર-બીજુ જ્ઞાન જ છે અર્થાત્ પ્રમાણના એકદેશરૂપ નય, જ્ઞાનાતરરૂપ શાસ્ત્રાતર જ જાણવો (૨+૫૯૯)

स च नैगमसङ्ग्रहव्यवहारर्जुसूत्रशब्दसमभिरूढैवम्भूतभेदात् सप्तविध ॥३॥

અર્થ — તે નય, અર્થ દ્વારા પ્રવર્તતો હોઈ નૈગમ-સગ્રહ-વ્યવહાર-ઋજુસૂત્ર-શબ્દ-સમભિરૂઢ-એવભૂતના ભેદથી સાત પ્રકારનો છે આ સાતેય નયોમા સર્વ અભિપ્રાયોનો સગ્રહ-સમાવેશ થાય છે (૩+ ००)

आद्यास्त्रयो द्रव्यार्थिका पर चत्वार पर्यायार्थिका, द्रव्यमात्रविषयकत्वात्, पर्यायमात्रविषयकत्वाच्च । गुणाना पर्यायेऽन्तर्भाव, ऊर्ध्वतासामान्यस्य द्रव्येऽन्तर्भाव, तिर्यक्सा-

मा`यस्य तु व्यञ्जनपर्यायिरूपस्य पर्यायेऽन्तर्भाव. । स्थूला. का लान्तरस्थायिन' शब्दाना सङ्केतविषया व्यञ्जनपर्याया इति प्रावचनिकप्रसिद्धि । अतो नाधिकनयशङ्का ॥४॥

આ સાતેય નયોનો બે વિભાગમા સમાવેશ—

અર્થ — (૧) દ્રવ્યાર્થિક નયરૂપ વિભાગ=પહેલાના ત્રણ નૈગમ-સ ગ્રહ-વ્યવહારરૂપ ત્રણ નયો 'દ્રવ્યાર્થિક' કહેવાય છે અર્થાત્ જે અભિપ્રાયોમા દ્રવ્યરૂપ અર્થ જ વિષયપણાએ હોય છે પર્યાયો નહિ તે 'દ્રવ્યાર્થિક નયો કહેવાય છે દ્રવ્યાર્થિક મતોમા દ્રવ્ય જ પરમાર્થપણે સત્ છે એથી દ્રવ્યથી ભિન્ન વિકલ્પ સિદ્ધ ગુણ પયાયરૂપ તત્ત્વ ઈષ્ટ ગણેલ નથી

(૨) પર્યાયાર્થિક નય વિભાગ=બાકીના બીજા ચાર ઋજુસૂત્ર-શબ્દ-સમભિરૂઢ-એવભૂતરૂપ ચાર નયો 'પર્યાયાર્થિક' કહેવાય છે

ઉત્પાદ-વિનાશશાલી-પર્યાયરૂપ અથ જ વિષયપણે જે અભિપ્રાયોમા છે પરતુ દ્રવ્ય નહી તે 'પર્યાયાર્થિક' કહેવાય છે પયાયાર્થિક મતમા દ્રવ્યપદાર્થ, સદશ ક્ષણ પર પરા જ છે પરતુ પર્યાયોથી પૃથક્ નથી કેમકે પર્યાયોથી જ અથ ક્રિયાનો સભવ છે

અહી પર્યાયાર્થિક શબ્દમા રહેલ પર્યાયશબ્દથી સહભાવી ક્રમભાવી વિશેષમાત્રનુ ગ્રહણ હોવાથી સહભાવી વિશેષરૂપ ગુણોનો પર્યાયમા અન્તર્ભાવ જાણવો આથી ગુણાર્થિકનામક ભિન્ન નય નથી ઉત્પત્તાત્મા યનો દ્રવ્યાત્મક હોઇ દ્રવ્યમા

અન્તર્ભાવ જાણવો માટે સામાન્યનામક નય, ભિન્ન નહી કલ્પવો પ્રત્યેક વ્યક્તિમા સદૃશ પરિણામરૂપ લક્ષણવાળા વ્યજન પર્યાયરૂપ તિર્યંક્ સામાન્યનો પર્યાનમા અતર્ભાવ જાણવો માટે વિશેષ નયની પૃથક્ કલ્પના નહી કરવી તિર્યંક્ સામાન્યના વ્યજન પર્યાયપણાની સિદ્ધિ—

(૧) સ્થૂલ (પ્રવૃત્તિ-નિવૃત્તિના કારણભૂત અર્થ– ક્રિયા કારિત્વવાળો પદાર્થ વ્યજનપર્યાય 'સ્થૂલ' કહેવાય છે )

(૨) કાલાતર સ્થાયી (ત્રિકાલ સ્પર્શી-ત્રણેય કાલમા ઘટાદિમા મૃદાદિ પર્યાયપણાનુ વ્યજન છે માટે ઘટાદિપર્યાયો, વ્યજનપર્યાયો કહેવાય છે )

(૩) શબ્દોના સ કેત વિષયો–શબ્દ પ્રવૃત્તિ નિમિત્તભૂત જે હોય તે (ગોત્વાદિ પર્યાયો) વ્યજન પર્યાયો કહેવાય છે

આ પ્રમાણે પ્રાવચનિક પુરુષોની પ્રસિદ્ધિ છે માટે સાત નયોથી અધિકનયોની શ કા કરવી નહિં (૪+૬૧૦)

तत्र गौणमुख्यभावेन धर्मद्वयधर्मिद्वयधर्मधर्म्युभया यतम विषयक विलक्षण नैगमनय । यथा पर्वते पर्वतीयवह्नि-रिति । अत्र वह्न्यात्मको धम, प्रधान विशेष्यत्वात् , पर्व तीयत्वरूपव्यञ्जनपर्यायो गौणो वह्निविशेषणत्वात् , एवम नित्यज्ञानमात्मन , घटे नील रूपमित्यादयो धर्मद्वयविषय दृष्टान्ता माव्या ॥५॥

### તે સાતનયોમા નૈગમનયનુ વર્ણન—

અર્થ — (૫) ગૌણ મુખ્ય ભાવથી ધર્મદ્વયની, (બે પર્યાયોની) ધર્મિદ્વયની (બે દ્રવ્યોની), ધર્મ અને ધર્મી ઉભયની (પર્યાય અને દ્રવ્ય એમ બન્નેની) ધર્મદ્વયની કે ધર્મી દ્વયની કે ધર્મ ધર્મી ઉભયની, ગમે તે બન્નેની વિવક્ષા (વિશિષ્ટ કથન) તે 'નૈગમનય' કહેવાય છે

વ્યજનપર્યાયરૂપ બે ધર્મોનુ ઉદાહરણ=પર્વતમા પર્વતીય વહ્નિ છે' અહી વહ્નિરૂપ ધર્મપર્યાય વિશેષ્ય હોવાથી પ્રધાન છે પર્વતીયત્વરૂપ વ્યજનપર્યાય વિશેષણ હોવાથી ગૌણ છે આત્માનુ અનિત્યજ્ઞાન, અહિં વિશેષ્ય હોવાથી જ્ઞાન, પ્રધાન છે વિશેષણ હોવાથી અનિત્યત્વ, ગૌણ છે

ઘટમા નીલરૂપ છે અહી વિશેષ્ય હોવાથી રૂપ, પ્રધાન છે વિશેષણ હોવાથી નીલત્વ ગૌણ છે આ પ્રમાણે ધર્મદ્વય વિષયક દૃષ્ટાંતો જાણવાં ધર્મદ્વય વિષયક નૈગમનયનો પહેલો પ્રકાર (૫+૬૦૨)

काठिन्यवद्द्रव्य पृथिवीत्यादौ पृथिवीरूपधर्मिणो विशेष्यत्वा मुख्यत्व काठिन्यवद्द्रव्यस्य विशेषणत्वाद्गौणत्वम । यद्वा काठिन्यवद्द्रव्यस्य विशेष्यत्वा मुख्यता, पृथिव्याविशेषणत्वाद् गौणता। एव रूपवद्द्रव्य मूर्त्तं, पर्यायवद्द्रव्य वस्त्वि त्यादीनि धर्मिद्वयविषयकविवक्षणे उदाहरणानि ॥६॥

### ધર્મિદ્વય વિષયક બીજા પ્રકારના નૈગમનયના દૃષ્ટાતો—

અર્થ— ગૌણ મુખ્ય ભાવથી બન્ને દ્રવ્યોની વિવક્ષામા

ઉદાહરણો-'કાઠિન્યવાળુ દ્રવ્ય પૃથિવી છે' અહી પૃથિવીરૂપ ધર્મીનુ વિશેષ્યપણુ હોય મુખ્યપણ છે કાઠિન્યવાળુ દ્રવ્ય, વિશે ષણ હોઇ ગૌણ છે અથવા (પૃથિવી, કાઠિ યવાળુ દ્રવ્ય, એવી વિવક્ષામા) કાઠિન્યવાળુ દ્રવ્ય, વિશેષ હોઈ મુખ્ય છે, પૃથિવી વિશેષણ હોઇ ગૌણ છે એની જ રીતે 'રૂપવાળુ દ્રવ્ય મૂર્ત્ત છે' અહિ વિશેષ્ય હોઇ મૂર્ત્ત મુખ્ય છે અને વિશેષણ હોઇ રૂપવાળુ દ્રવ્ય, ગૌણ છે પરતુ 'મૂર્ત્તરૂપવાળુ દ્રવ્ય છે' આવી વિવક્ષામા રૂપવાળુ દ્રવ્ય, વિશેષ્ય હોઇ પ્રધાન છે મૂર્ત્ત, વિશેષણ હોઇ ગૌણ છે

તેમજ 'પર્યાયવાળુ દ્રવ્ય, વસ્તુ છે' આવી વિવક્ષામા વસ્તુ, વિશેષ્ય હોઇ મુખ્ય છે પર્યાયવાળુ દ્રવ્ય વિશેષણ હોઇ ગૌણ છે પરતુ 'વસ્તુ, પર્યાયવાળુ દ્રવ્ય છે' આવી વિવક્ષામા વસ્તુ વિશેષણ હોઇ ગૌણ છે પર્યાયવાળુ દ્રવ્ય, વિશેષ્ય હોઇ પ્રધાન છે (૬+૬૦૩)

रूपवान् घट इत्यत्र तु घटस्य धर्मिणो विशेष्यत्वात्प्रधानता, रूपस्य धर्मस्य तद्विशेषणत्वाद्गौणता । इत्थं ज्ञानवानात्मा, नित्यसुखी मुक्तः क्षणिकसुखी विषयासक्तजीव इत्यादीनि धर्मधर्म्युभयविषयकविवक्षणे निदर्शनानि ॥७॥

## ધર્મધર્મી ઉભયવિષયક ત્રીજા પ્રકારના નૈગમનયના દૃષ્ટાતો—

અર્થ — 'રૂપવાળો ઘડો' અહી ઘટ રૂપ ધર્મી, વિશેષ્ય હોઇ પ્રધાન છે રૂપ રૂપી ધર્મ, વિશેષણ હોઇ ગૌણ છે આવી

જે રીતે 'જ્ઞાનવાળો આત્મા' આત્માધર્મી, વિશેષ્ય હોઇ પ્રધાન છે, જ્ઞાનરૂપ ધર્મ વિશેષણ હોઇ ગૌણ છે 'નિત્યસુખવાળો મુક્ત' અહીં મુક્ત રૂપ ધર્મી, વિશેષ્ય હોઇ મુખ્ય છે નિત્ય સુખરૂપ ધર્મ, વિશેષણ હોઇ ગૌણ છે 'ક્ષણિક સુખી વિષયાસક્ત જીવરૂપ ધર્મી વિશેષ્ય હોઇ પ્રધાન છે ક્ષણિક સુખ રૂપ ધર્મ, વિશેષણ હોઇ ગૌણ છે (૭+૮૪)

स्वव्याप्यव्याप्तद्विशेषेष्वौदासीन्यपूर्वकं सामान्यविषयकाभिप्रायविशेषस्सङ्ग्रहः । स द्विविधः परापरभेदात् । परसामान्यमवलम्ब्य विषयौदासीन्य तद्विशेषेषु अर्थानामेकतया ग्रहणाभिप्रायः परसङ्ग्रहः । यथा विश्वमेकं सदविशेषादिति । अनेन वक्त्रभिप्रायेण सत्त्वरूपसामान्येन विश्वस्यैकत्वं गृह्यते, एवं शब्दानामप्रयोगाच्च विशेषेषूदासीनता प्रतीयते । अपरसामान्यमवलम्ब्य तथाभिप्रायोऽपरसङ्ग्रहः । यथा धर्माधर्माकाशपुद्गलजीवानामैक्यं, द्रव्यत्वाविशेषादिति । अनेनाप्यभिप्रायविशेषेण द्रव्यत्वरूपापरसामान्येन धर्मादीनामेकत्वं तद्विशेषेषूदासीनत्वञ्च गृह्यते ॥८॥

સંગ્રહનયનુ વિભાગ લક્ષણપૂર્વક વર્ણન—

અર્થ — લક્ષણ=સ્વ (મહાસામાન્ય-સત્તા)ની સાથે વ્યાપ્ય (અલ્પદેશવ્યાપી) જે દ્રવ્યત્વ આદિ અવાન્તરભેદરૂપ વિશેષોમા ઉદાસીનતા કરવાપૂર્વક અર્થાત્ પરસ્પર દ્રવ્યત્વ આદિનુ નિરાકરણ નહિ કરવા પૂર્વક સામાન્ય વિષયક (સત્તા રૂપ સામાન્ય [illegible] । દ્રવ્યત્વાદિરૂપ સામાન્ય વિષયક)

અભિપ્રાય વિશેષ-વિશિષ્ટ વિચાર-દૃષ્ટિ તે 'સગ્રહનય' કહેવાય છે તે સગ્રહનય પરસગ્રહ-અપરસગ્રહ ભેદથી બે પ્રકારનો છે

(૧) પરસગ્રહ નય=પરસામાન્ય (સત્તામાત્ર સામાન્ય) નુ અવલબન કરી, દ્રવ્યાત્વાદિરૂપ-સત્ત્વના અવાતર ભેદરૂપ વિશેષોમા ઉદાસીનતા કરી, સમગ્ર પદાર્થોને એકત્વરૂપે ગ્રહણ કરવા રૂપ અભિપ્રાય 'પર સગ્રહ નય' કહેવાય છે

દા ત જેમકે, આખુ જગત એક છે, કેમકે સત્ છે સત્ત્વથી પૃથગ્ નથી અર્થાત્ આ વક્તાના અભિપ્રાયથી (વિવક્ષાથી) સત્ત્વરૂપ સામાન્યથી જગતનુ એકપણુ ગ્રહણ કરાય છે વળી 'વિશેષો છે' એમ અકથન હોવાથી વિશેષોમા ઉદાસીનતા વ્યક્ત થાય છે માટે જ કહે છે 'શબ્દોનો પ્રયોગનો અભાવ હોવાથી વિશેષોમા ઉદાસીનતા પ્રતીત થાય છે'

(૨) અપરસગ્રહ નય=દ્રવ્યત્વ આદિ રૂપ અપર સામાન્ય (કેટલીક વ્યક્તિઓમા રહેનાર હોઈ દ્રવ્યત્વ, અપર સામાન્ય છે) નુ અવલબન કરી દ્રવ્યત્વ વ્યાપ્ય અવાતર વિશેષોની ઉપેક્ષા કરી પદાર્થોની એકતાના ગ્રહણરૂપ અભિપ્રાય-અધ્યવસાય 'અપર સગ્રહ' કહેવાય છે દા ત જેમકે, દ્રવ્યત્વરૂપ સામાન્યથી 'ધર્માધર્માકાશ પુદ્ગલ જીવો એક છે' અર્થાત્ આ અભિપ્રાય વિશેષથી દ્રવ્યત્વ સામાન્યની અપેક્ષાએ ધર્માદિનુ એકત્વ ગ્રહણ કરાય છે અને દ્રવ્યત્વના અવાતર ભેદરૂપ વિશેષોમા ઉદાસીનતાનુ ગ્રહણ કરાય છે (૮+૬૦૫)

संग्रहपरिहारेण सङ्ग्रहविषयीभूतार्थविषयकविभागपर्यो-जकाभिप्रायो व्यवहारनय । यथा सत्त्वधर्मेणैकतया सङ्गृही-

तस्य मतो द्रव्यपर्यायाभ्यां विभागकरणाभिप्रायो यत्सनद्द्विधा, द्रव्य पर्यायश्चेति । एवं द्रव्यत्वेन सङ्गृहीतस्य द्रव्यस्य धर्मादिरूपेण षोढा विभागकरणाभिप्रायो यद्द्रव्यं तद्धर्मादिरूपेण षोढेति ॥१०॥

વ્યવહારનયનું લક્ષણ—

અર્થ — પ્રતિષેધના પરિહારપૂર્વક, સગ્રહે ગ્રહણ કરેલ સત્ત્વ આદિ અર્થોની ઉપેક્ષા કરીને સગ્રહના વિષયભૂત સત્ત્વાદિ અર્થવિષયક વિભાગમા પ્રયોજક અભિપ્રાય 'વ્યવહાર નય' કહેવાય છે

(૧) પરસામાન્યાવલબિ સત્ત્વાદિ અર્થ વિભાગરૂપ અભિપ્રાયનો દાખલો જેમકે, સત્ત્વધર્મના દ્વારા એકપણાએ સગ્રહ કરેલ સત્‌નો દ્રવ્યપર્યાયદ્વારા વિભાગ કરવાનો અભિપ્રાય કહે છે કે, જે સત છે તે બે પ્રકારનુ છે એક દ્રવ્યરૂપે અને બીજુ પર્યાયરૂપે અર્થાત દ્રવ્ય અને પર્યાયના ભેદે સત્ બે પ્રકારનુ છે

(૨) અપર સામાન્યાવલબી દ્રવ્યાદિ અર્થ વિભાગ વિષયક અભિપ્રાયનો દાખલો-જેમકે, દ્રવ્યપણાએ સગ્રહ કરેલ દ્રવ્યનો ધર્માસ્તિકાય આદિ રૂપે છ પ્રકારનો વિભાગ કરવાનો અભિપ્રાય કહે છે કે, જે દ્રવ્ય છે તે ધર્માસ્તિકાય આદિરૂપે છ પ્રકારનુ છે અર્થાત્ દ્રવ્યના ધર્માસ્તિકાય-અધર્માસ્તિકાય-પુદ્ગલાસ્તિકાય, આકાશાસ્તિકાય, જીવાસ્તિકાય અને કાલ એમ છ ભેદો છે (૯-૧૦)

द्रव्य गौणीकृत्य प्राधान्यतया वर्त्तमानक्षणवृत्तिपर्यायमात्रप्रदर्शनाभिप्रायविशेष ऋजुसूत्र । यथा सम्प्रति सुख पर्यायोऽस्ति दुःखपर्यायोऽस्ति द्वेषपर्यायो वास्तीत्यभिप्राय अत्र हि सद्रूपात्मद्रव्य नार्प्यते सुखादिपर्यायास्तु प्रधानेन प्रकाश्यन्ते ॥१०॥

ઋજુસૂત્રનયનું લક્ષણ—

અર્થ — દ્રવ્યને ગૌણ રાખી પ્રધાનરૂપે વર્ત્તમાનકાલીન ક્ષણવર્તી પર્યાયમાત્રને બતલાવનાર અભિપ્રાયવિશેષ 'ઋજુ-સૂત્ર નય' કહેવાય છે જેમકે, હાલ (હમણા) સુખપર્યાય વર્ત્તે છે, દુઃખ પર્યાય છે, દ્વેષપર્યાય છે વિગેરે અભિપ્રાયો અહી ક્ષણસ્થાયી સુખદુઃખાદિ પર્યાયમાત્રની પ્રધાનતયા વિવક્ષા દર્શાવાય છે પરંતુ સુખાદિ પર્યાયના આધારભૂત સદ્રૂપ આત્મ દ્રવ્યની વિવક્ષા કરાતી નથી (૧૦+૬૦૭)

कालकारकलिङ्गसंख्यापुरुषोपसर्गाणा भेदेन सन्तमप्य-भेदमुपेक्ष्यार्थभेदस्य शब्दप्राधान्यात्प्रदर्शकाभिप्रायविशेषश्शब्द-नय ॥११॥

શબ્દ નયનું લક્ષણ—

અર્થ — દ્રવ્યરૂપે વિદ્યમાન પણ અભેદને ગૌણ કરીને કાલ-કારક-લિંગ-સંખ્યા-પુરુષ-ઉપસર્ગોના ભેદથી શબ્દ ભેદની પ્રધાનતાથી જન્ય અર્થભેદને જણાવનાર વિશિષ્ટ અભિપ્રાય 'શબ્દનય' કહેવાય છે (૧૧+૬૦૮)

यथा बभूव भवति भविष्यति सुमेरुरिति कालभेदेन सुमेरुभेदं, करोति कुम्भं क्रियते कुम्भ इत्यादौ कर्तृत्वकर्मत्वरूपकारकभेदात्कुम्भभेदं, पुष्यस्तारका इत्यादौ लिङ्गभेदेनार्थभेदं, आपोऽम्भ इत्यादौ सङ्ख्याभेदेन जलस्य भेदं, एहि मन्ये रथेन यास्यसि नहि यास्यसि यातस्ते पिता इत्यादौ मध्यमोत्तमरूपपुरुषभेदेनार्थभेदं, सन्तिष्ठतेऽवतिष्ठते इत्यादावुपसर्गभेदेन चार्थभेदं प्रतिपादयति शब्दनयः कालादिप्राधान्यात्, अभेदं पुनर्न तिरस्करोति, अपि तु गौणीकरोति। पर्यायभेदे तु नार्थभेदमभ्युपैति नयोऽयम् ॥१२॥

ક્રમસર કાલઆદિના દૃષ્ટાંતો—

અર્થ — (૧) જેમકે, સુમેરુ, ભુતકાલમા હતો, ભવિષ્ય કાલમા રહેશે, અને વર્તમાનમા છે આ પ્રમાણેના ત્રણ કાલના ભેદથી સુમેરુના ભેદથી શબ્દનય સ્વીકારે છે કાલભેદજન્ય અર્થ ભેદ

(૨) કારકભેદજન્ય અર્થભેદનુ દૃષ્ટાંત=જેમકે, 'કુભ કરે છે (જલ લાવવાની ક્રિયાનો કર્તા કુભ છે અર્થાત્ જલ લાવવાની ક્રિયાને કુભ કરે છે) 'કુભ કરાય છે' અર્થાત કુભકારથી ઘડો બનાવાય છે, કુભાર કુભને બનાવે છે અહી કુભ કર્મ છે અહી કર્તા અને કર્મરૂપ કારકભેદથી કુભનો ભેદ જાણવો

(૩) લિંગભેદજન્ય અર્થભેદનુ દૃષ્ટાંત=જેમકે, 'પુષ્ય તારકા છે' અર્થાત સત્તાવીશ નક્ષત્રો પૈકી ૮ મું નક્ષત્ર છે

અહી પુષ્પશબ્દ પુલિગમા છે અને તારકા શબ્દ સ્ત્રીલિગમા છે અહી લિગભેદથી અર્થ ભેદ જાણવો

(૪) સખ્યાભેદજન્ય અર્થભેદનુ ઉદાહરણ=જેમકે, 'આપ, અભ' અહી અપ્શબ્દ સ્ત્રીલિગમા બહુવચનમા છે માટે બહુત્વ સખ્યાને કહે છે, જ્યારે અભસ્ શબ્દ, નપુસક લિગમા એકવચનમા છે માટે એકત્વ સખ્યાને કહે છે અર્થાત્ બનેમા સખ્યાભેદજન્ય અર્થભેદ છે

(૫) પુરુષભેદકૃત અર્થભેદનુ ઉદાહરણ=જેમકે, 'તુ આવ' 'હુ માનુ છુ' 'રથથી તુ જઈશ' 'તુ જઈશ નહી' 'તારો પિતા ગયો' ઈત્યાદિ વાક્યોમા હુ (ઉત્તમ પુરુષ પહેલો પુરુષ) તુ (મધ્યમ પુરુષ-બીજો પુરુષ) આ પ્રમાણેના પુરુષ ભેદકૃત અર્થભેદ જાણવો

। एहि मन्ये रथेन यास्यसि नहि यास्यसि यातस्ते पितेति प्रहासे यथा प्राप्तमेव प्रतिपत्तिर्नात्र प्रसिद्धार्थविपर्यासे किञ्चिन्नि बन्धनम् । रथेन यास्यसीति भावगमनाभिधानात् प्रहासो गम्यते, नहि यास्यसीति बहिर्गमन प्रतिषिध्यते । अनेकस्मिन्नपि च प्रह्-सितरि प्रत्येकमेव परिहास इत्यभिधानवशान्मन्ये इत्येकवचनमेवा लौकिकश्च प्रयोगोऽनुगन्तव्य इति न प्रकारान्तरकल्पना न्याय्या । पाणिनीयास्तु 'प्रहासे च मन्योपपदे मन्यतेरुत्तम एकवच्च ( पा० १, ४, १०६ ) हे ल हे प्र. पृ ४७७ ]

(૬) ઉપસર્ગ ભેદકૃત અર્થભેદનુ ઉદાહરણ=જેમકે, 'સન્તિષ્ઠતે' 'અવતિષ્ઠતે' ઈત્યાદિમા ઉપસર્ગભેદથી અર્થભેદને ૧૦દનય જણાવે છે

અર્થાત્ કાલ આદિની પ્રધાનતાની અપેક્ષાએ શબ્દનય, કાલ આદિના ભેદથી અર્થભેદનુ પ્રતિપાદન કરે છે પરંતુ દ્રવ્યરૂપતાની અપેક્ષાએ અનુગામિ અભેદનો તિરસ્કાર કરતો નથી કેમકે નય છે

લિંગ આદિના ભેદથી અર્થભેદના સ્વીકારથી જ ઋજુ-સૂત્ર નયથી આ નયની વિશેષતા જણાવી છે તો પણ સમભિરૂઢ નયથી વિશેષતા એવી રીતે છે કે ઘટ કુંભ આદિ પર્યાય શબ્દ ભેદથી અર્થનો ભેદ આ શબ્દનયને સમ્મત નથી જ્યારે સમભિરૂઢનયને ઘટ કુંભ આદિ પર્યાયરૂપ શબ્દભેદથી અર્થભેદ સમ્મત છે આ પ્રમાણે બને નયોમા પૃથક્કરણ સમજવુ (૧૨+૬૦૯)

'निवचनमेदेन पर्यायशब्दाना मिभिन्नार्थताभ्युपगमाभि माय समभिरूढ । यथेन्दनादिन्द्र, शकनाच्छक्र, पूर्दारणात्पुरन्दर इत्यादय। अत्र हि परमैश्वर्यवत्त्वसमयत्वासुरपुर विभेदकत्वरूपप्रवृत्तिनिमित्तमाश्रित्यैषा शब्दाना विभिन्नार्थत्वाभ्युपगमोऽस्य नयस्य विषयः। अत्राप्यभेदस्य न निराम ॥१३॥

## સમભિરૂઢનયનુ લક્ષણ–

**અર્થ** -પર્યાયવાચકશબ્દોની નિરુક્તિ (નિવચન-વ્યુત્પત્તિ) ના ભેદથી અર્થભેદના સ્વીકારરૂપ અભિપ્રાય સમભિરૂઢનય ' કહેવાય છે

જેમકે, ઇન્દનથી ઇન્દ્ર, શકનથી શક્ર પૂર્દારણથી પુરંદર

અર્થાત્ ઇન્દ્રશબ્દનુ ઐશ્વર્યત્વ, શક્રશબ્દનુ સામર્થ્ય (શક્તિ), પુરન્દરશબ્દનુ અસુરપુરવિભેદન, ઇન્દ્રશક્રપુરન્દરશબ્દની પ્રવૃત્તિમા ઐશ્વર્યત્વ-શક્તિ-અસુરપુર-વિભેદન, સ્પષ્ટનિમિત્ત છે, માટે વ્યુત્પત્તિના ભેદથી પર્યાયવાચક શબ્દોનો અર્થભેદ સિદ્ધ થાય છે

જે જે શબ્દો, ભિન્ન ભિન્ન વ્યુત્પત્તિમા નિમિત્તવાળા છે તે તે ભિન્ન ભિન્ન અર્થવાળા છે જેમ ઘટ, ઇન્દ્ર, પુરુષ શબ્દો ભિન્ન ભિન્ન વ્યુત્પત્તિમા નિમિત્તવાળા હોઈ ભિન્ન અર્થવાળા છે તેમ પર્યાયવાચી શબ્દો પણ જાણવા

એવ ચ વ્યુત્પત્તિનિમિત્તભેદજન્ય, પર્યાયવાચકશબ્દોમા અર્થભેદનો સ્વીકાર, આ સમભિરૂઢનયનો વિષય છે અર્થાત્ વાચકભેદથી વાચ્યભેદ માનનારો આ નય છે છતા સર્વથા અભેદનુ ખડન કરતો નથી પણ ગૌણરૂપે અભેદનો સ્વીકાર કરે છે પ્રધાનરૂપે નહીં (૧૩+૬૧૦)

तत्तत्क्रियाविधुरस्यार्थस्य तत्तच्छब्दवाच्यत्वमप्रतिक्षिपन् स्वस्वप्रवृत्तिनिमित्तक्रियाविशिष्टार्थाभिधायित्वाभ्युपगमः एवम्भूतनयः । यथा परमैश्वर्यप्रवृत्तिविशिष्ट इन्द्रशब्दवाच्यः, सामर्थ्यक्रियाविशिष्टशक्रपदबोध्य , असुरपुरभेदनक्रियाविशिष्ट , पुरन्दरशब्दवाच्य इत्येवरूपाभिप्राया ॥१४॥

એવભૂત નયનુ લક્ષણ-

અર્થ —તે તે જલ લાવવા વિગેરે ક્રિયારહિત ઘટાદિપદાર્થોનુ ઘટાદિશબ્દ વાચ્યત્વનો દ્વેષબુદ્ધિથી તિરસ્કાર નહીં કર

નારો, સ્વસ્વ (પોતપોતાના શબ્દોની) પ્રવૃત્તિમા નિમિત્તભૂત ક્રિયાવિશિષ્ટ જ ઘટાદિકને, ઘટાદિશબ્દ કહે છે આવા પ્રકારનો અભિપ્રાય 'એવભૂત નય' કહેવાય છે જેમકે, પરમ ઐશ્વર્ય પ્રવૃત્તિરૂપ ઇન્દનક્રિયા વિશિષ્ટ ઇન્દ્રપદ, ઇન્દ્રશબ્દ વાચ્ય થાય છે તેમજ સામાર્થ્ય ક્રિયાવિશિષ્ટ શક્રપદ, શક્ર શબ્દવાચ્ય બને છે, અસુરપુરભેદનક્રિયાવિશિષ્ટ, પુરદર પદ, પુરદરશબ્દવાચ્ય કહેવાય છે આવા પ્રકારના અભિપ્રાયો એવ ભૂત નયના ઉદાહરણો છે (૧૪+૬૧૧)

तत्राद्याश्चत्वारो नया अर्थनया अर्थप्रधानत्वात् । अन्त्यास्तु शब्दनया शब्दवाच्यार्थविषयत्वात् ॥१५॥

અર્થ —સાતનયોમા પહેલાના ચાર નયો=નૈગમ-સગ્રહ વ્યવહાર-ઋજુસૂત્ર એમ ચાર નયો 'અર્થનયો' કહેવાય છે કેમકે, આ ચાર નયો, અર્થને પ્રધાનરૂપે માને છે અને શબ્દને ગૌણ ગણે છે છેલ્લા ત્રણ નયો=શબ્દ-સમભિરૂઢ-એવભૂત એમ ત્રણ નયો 'શબ્દનયો' કહેવાય છે કેમકે, આ ત્રણ નયો, શબ્દને પ્રધાનપદ આપે છે અને અર્થને ગૌણ ગણે છે (૧૫+૬૧૨)

नैगमो भावाभावविषयक सङ्ग्रहस्सन्मात्रविषयक व्यवहार कालत्रयवृत्तिर्नतिपयमात्रप्रकारप्रख्यापक , वर्तमानक्षणमात्रस्थायिपदार्थविषय ऋजुसूत्र , कालादिभेदेन भि नार्थ विषयश्शब्दनय , व्युत्पत्तिभेदेन पर्यायशब्दाना भि नार्थता समर्थनपरस्समभिरूढ क्रियाभेदेन विभि नार्थतानिरूपणपर

एवम्भूतनय इत्युत्तरोत्तरनयापेक्षया पूर्वपूर्वनयस्य महाविषयत्वं बोध्यम् ॥१५॥

### સર્વનયોમા વિષયભેદનુ નિરૂપણ–

અર્થ — (૧) નૈગમનય ભાવ અને અભાવરૂપ વિષયને ગ્રહણ કરે છે અર્થાત્ સગ્રહની અપેક્ષાએ આ નૈગમ, બહુ વિષયવાળો છે

(૨) સગ્રહનય, સમસ્ત ભાવ (સમસ્ત સત્ સમૂહ) રૂપ વિષયને ગ્રહણ કરે છે અર્થાત્ સવિશેષ પ્રકાશક વ્યવહારની અપેક્ષાએ મહા વિષયવાળો આ નય છે

(૩) વ્યવહારનય, કાલત્રયવર્તી કેટલાક ભાવના પ્રકારોને વિષય તરીકે ગ્રહણ કરે છે સતના ભેદ–પ્રભેદોને વિષય કર નાર છે અર્થાત વિષયાવલબી ઋજુસૂત્ર કરતા કાલત્રયવર્તી પદાર્થ સમૂહાવલબી વ્યવહારનય, બહુ વિષયવાળો છે

(૪) ઋજુસૂત્ર નય=વર્તમાનક્ષણમાત્રસ્થાયી પદાર્થનો વિષય કરે છે અર્થાત્ કાલ આદિ ભેદથી ભિન્ન અર્થના ઉપદેશક શબ્દ નયની અપેક્ષાએ તેનાથી વિપરીત જણાવનારો ઋજુસૂત્ર, ઘણા વિષયવાળો છે

(૫) શબ્દનય, કાલ આદિના ભેદથી ભિન્ન અર્થ–અથ ભેદના વિષયવાળો છે અર્થાત પર્યાયવાચક શબ્દ ભેદથી અર્થ ભેદને ઇચ્છનાર સમભિરૂઢ નય કરતા આ શબ્દનય બહુ વિષયવાળો છે

(૬) સમભિરૂઢ નય વ્યુત્પત્તિના (વ્યુત્પત્તિ નિમિત્તના)

ભેદથી પર્યાયવાચક શબ્દોના અર્થભેદના સમર્થન પરાયણ હોઇ પર્યાય શબ્દ ભેદથી અર્થભેદના વિષયવાળો છે અર્થાત્ પ્રત્યેક ક્રિયા-ક્રિયા પ્રમાણે-ક્રિયા ભેદથી અર્થભેદ ને માનનાર એવભૂત નય કરતા તેનાથી વિપરીત અર્થ માનનાર આ સમભિરૂઢ નય, બહુ વિષયવાળો છે

(૭) એવભૂત નય, ક્રિયાના ભેદથી અર્થભેદનિરૂપણ પરાયણ હોઇ ક્રિયાભેદથી અર્થભેદરૂપ વિષયવાળો છે એવચ ઉત્તર ઉત્તર-આગળ આગળના નયની અપેક્ષાએ પૂર્વ પૂર્વનયનુ મહાવિષયપણુ જાણવુ (૧૬+૬૧૩)

धर्मद्वय-धर्मिद्वय-धर्मधर्मिद्वयानां सर्वथा पार्थक्याभिप्रायो नैगमाभास, यथा वह्निपर्वतवृत्ति त्वयोरनित्यज्ञानयो स्पर्शत्वयोरात्मवृत्तिसत्त्वचैतन्ययो, काठिन्यवद् द्रव्यपृथिव्यो रूपवद्द्रव्यमूर्त्तयोः पर्यायवद्द्रव्यवस्त्वोर्ज्ञानात्मनोर्नित्यमुरत मुक्तयो क्षणिकसुखविषयासक्तजीवयोश्च सर्वथा भेदाभिप्राय। वैशेषिकनैयायिकयोर्दर्शनमेतदाभास एव ॥१७॥

નયાભાસોનુ વર્ણન-નૈગમાભાસનુ નિરૂપણ-

અર્થ — (૧) ધર્મદ્વયવિષયક નૈગમાભાસ-'પર્વતમા પર્વતીય વહ્નિ' આ સ્થળમા સર્વથા-એકાંતથી જો ભેદાભિપ્રાય છે તો વહ્નિ અને પર્વતવૃત્તિત્વરૂપ ધર્મદ્વય વિષયક નૈગમાભાસ જાણવો

એવી રીતે 'આત્માનુ અનિત્યજ્ઞાન' એ સ્થળમા અનિત્ય અને જ્ઞાનરૂપ ધર્મદ્વયનો-'ઘટમા નીલરૂપ છે' એ સ્થળમા

રૂપ અને નિત્યરૂપ ધર્મદ્વયનો, આત્મામા સત્ ચૈત ય છે'– એ સ્થલમા સત્ત્વ અને ચૈતન્યરૂપ ધર્મદ્વયનો, એકાતથી ભેદ માનવામા આવે તો ધમદ્વય વિષયક નૈગમાભાસ જાણવો

(૨) ધર્મિદ્વય વિષયક નૈગમાભાસ='કાઠિન્યવદ્દ્રવ્ય પૃથ્વી છે' એ સ્થલમા કાઠિ યવદ્ દ્રવ્ય અને પૃથિવીરૂપ ધર્મિદ્વયનો, 'રૂપવદ્ દ્રવ્ય, મૂર્ત છે' એ સ્થલમા રૂપવદ્ દ્રવ્ય અને મૂર્તરૂપ ધર્મિ દ્રવ્યનો, 'પર્યાયવદ્ દ્રવ્ય, વસ્તુ છે' એ સ્થલમા પર્યાયવદ્ દ્રવ્ય અને વસ્તુરૂપ ધર્મિદ્વયનો, જો એકાતથી ભેદ માનવામા આવે તો ધર્મિદ્વય વિષયક નૈગમાભાસ જાણવો

(૩) ધર્મ ધર્મિદ્વય વિષયક નૈગમાભાસ='જ્ઞાનવાન્ આત્મા' એ સ્થલમા જ્ઞાન અને આત્મરૂપ ધર્મ–ધર્મિદ્વયનો, 'નિત્ય સુખી મુક્ત' એ સ્થલમા નિત્યસુખ અને મુક્તરૂપ ધર્મ ધર્મિદ્વયનો, 'ક્ષણિકસુખી વિષયાસક્ત જીવ' એ સ્થલમા ક્ષણિક સુખ અને વિષયાસક્ત જીવરૂપ ધર્મ–ધર્મિદ્વયનો, જો એકાતથી ભેદ માનવામા આવે તો ધર્મ–ધર્મિદ્વયવિષયક નૈગમાભાસ જાણવો

તથાચ વૈશેષિક અને નૈયાયિકનુ દર્શન, આ નૈગમાભાસરૂપ જાણવુ (૧૭+૬૧૪)

परसामान्यमपरसामान्य वाभ्युपगम्य तद्विशेषनिराकरणाभिप्रायस्सङ्ग्रहनयाभास यथा जगदिद सदेव तद्व्याप्यधर्मानुपलम्भादिति । अद्वैतमाख्यदर्शने एतदाभासरूपे । एव द्रव्यमेव तत्त्व तद्विशेषाणामदर्शनादित्यादयोऽभिप्रायविशेषाः । ॥१८॥

સગ્રહાભાસનુ વર્ણન—

અર્થ — સગ્રહનયાભાસ=પર સામાન્ય કે અપર સામાન્યનો સ્વીકાર કરી તેના વિશેષ રૂપોના નિરાકરણના અભિપ્રાયરૂપ સગ્રહનયાભાસ છે જેમકે, 'આ જગત્ સત્ છે' કેમકે, તેનાથી ભિન્ન એવા તેના વિશેષ ધર્મો દેખાતા નથી આ પ્રમાણે વિશેષ ધર્મોના નિરાકરણનો અભિપ્રાય, સ્પષ્ટ પર સગ્રહનયાભાસરૂપ છે આ પરસગ્રહનયાભાસમા સમસ્ત અદ્વૈતદર્શનોનો અને સાખ્યદર્શનનો અન્તર્ભાવ થાય છે (૧)

(૨) અપર સગ્રહ નયાભાસનુ દૃષ્ટાત=જેમકે, દ્રવ્યજતત્ત્વ છે' કેમકે તેના વિશેષ ધર્મો દેખાતા નથી ઈત્યાદિ અભિપ્રાયો
(૧૮+૬૧૫)

काल्पनिकद्रव्यपर्यायाभिमन्ता व्यवहाराभास । यथा चार्वाकदर्शनम्, तत्र हि काल्पनिकभूतचतुष्टयविभागो दृश्यते, प्रमाणसम्य नजीवद्रव्यपर्यायाभिविभागस्तिरस्क्रियते ॥१०॥

વ્યવહાર નયાભાસનુ સ્વરૂપ—

અર્થ — વ્યવહાર નયાભાસ=દ્રવ્ય અને પર્યાયના વિભાગને કાલ્પનિક-અપારમાર્થિકરૂપે માનનાર 'વ્યવહાર નયાભાસ' કહેવાય છે વ્યવહાર નયાભાસમા ચાર્વાક દર્શનનો સમાવેશ થાય છે

સબબકે ચાર્વાક, પ્રમાણસિદ્ધ જીવદ્રવ્ય પર્યાય આદિ વિભાગને કલ્પનામાત્ર જણાવી છુપાવનારો અને સ્થૂલ લોકવ્યવહારનો અનુયાયિ ચાર ભૂતના વિભાગને સમર્થન કરનારો છે (૧૯+૬૧૬)

कालत्रयस्थायिपदार्थव्युदसनपूर्वकं वर्त्तमानक्षणमात्रवृत्ति पर्यायावलम्बनाभिप्राय ऋजुसूत्रनयाभासः । यथा बौद्धदर्शनम् बुद्धो हि क्षणमात्रस्थायिनमेव पदार्थ प्रमाणतया स्वीकरोति, तदनुगामिप्रत्यभिज्ञाप्रमाणसिद्धमेकं स्थिरभूत द्रव्य नाभ्युपैति ॥२०॥

ऋजुसूत्रनयाभासनुं वर्णन—

અર્થ — ઋજુસૂત્રનયાભાસ=ત્રણેય કાલમાં સ્થાયિ પદાર્થના ખંડનપૂર્વક, વર્તમાનક્ષણમાત્રસ્થાયિ પર્યાયના અવલંબી અભિપ્રાયરૂપ ઋજુસૂત્રનયાભાસ છે

આ ઋજુસૂત્રનયાભાસમાં બૌદ્ધ દર્શનનો સમાવેશ થાય છે બુદ્ધ, ક્ષણે ક્ષણે વિનશ્વર પર્યાયોને જ પારમાર્થિકપણે સમર્થન કરતો ક્ષણમાત્રસ્થાયિ પદાર્થને જ પ્રમાણ તરીકે માને છે પરંતુ પર્યાયાનુગામિ પ્રત્યભિજ્ઞા આદિ પ્રમાણસિદ્ધ, નિત્ય (સ્થિરભૂત) દ્રવ્યને તિરસ્કારે છે અર્થાત્ પર્યાયને માને છે અને દ્રવ્યનું ખંડન કરે છે (२०+१९७)

कालादिभेदेन शब्दस्य भिन्नार्थवाचित्वमेवेत्यभेदव्युदसनाभिप्राय शब्दनयाभासः । यथा बभूव भवति भविष्यति सुमेरुरित्यादौ भूतवर्त्तमानभविष्यत्कालीनान् भिन्नभिन्नानेव प्रमाणविरुद्धान् स्वतन्त्रानभिदधति तत्तच्छब्दा इत्याद्यभिप्राय ॥२१॥

અર્થ — શબ્દ નયાભાસ=કાલ આદિ ભેદથી શબ્દ,

ભિન્ન અર્થવાચક જ છે આ પ્રમાણે અભેદના ખંડનપૂર્વકનો અભિપ્રાય 'શબ્દ નયાભાસ' છે

જેમકે, 'સુમેરૂ, હતો, છે, હશે ઇત્યાદિ સ્થલમા ભૂત-વર્તમાન-ભવિષ્ય કાલવર્તી, જુદા જુદા જ, પ્રમાણ વિરૂદ્ધ, સુમેરૂ પર્વતોને તે તે શબ્દો કહે છે ઇત્યાદિ અભિપ્રાયરૂપ શબ્દ નયાભાસ છે (૨૧+૬૧૮)

पर्यायशब्दाना निरुक्तिभेदेन भिन्नार्थत्वमेव नत्वर्थगतोऽभेदोऽपीतियोऽभिप्राय स समभिरूढनयाभास'। यथा शक्रपुरन्दरे इशब्दाना भिन्नाभिधेयत्वमेव भिन्नशब्दत्वादित्यभिप्राय ॥२२॥

## સમભિરૂઢ નયાભાસનું વર્ણન—

અર્થ — સમભિરૂઢ નયાભાસ=હાથી-હરણ આદિ શબ્દોની જેમ શક્ર પુરંદર આદિ શબ્દો, નિરુક્તિ (વ્યુત્પત્તિ) ના ભેદથી ભિન્ન ભિન્ન અર્થવાચક જ છે એક અર્થવાચી નથી જ આવો જે અભિપ્રાય તે 'સમભિરૂઢ નયાભાસ' છે જેમકે, શક્ર-પુરંદર-ઈન્દ્ર વિ પર્યાયવાચી શબ્દો, ભિન્ન ભિન્ન અર્થવાચક જ છે કેમકે, ભિન્ન ભિન્ન શબ્દો છે ઇતિ અભિપ્રાય, સમભિરૂઢ નયાભાસ સમજવો (૨૨+૬૧૯)

प्रवृत्तिनिमित्तक्रियाविरहितमर्थं शब्दवाच्यतया सर्वथाऽनभ्युपगच्छन्नभिप्रायविशेष एवम्भूतनयाभास.। यथा घटनक्रियाविरहितघटादेर्घटादिशब्दवाच्यत्वव्युदासाभिप्राय इति ॥२३॥

## એવભૂતનયાભાસનુ વર્ણન–

અર્થ —એવભૂતનયાભાસ-શબ્દની વ્યુત્પત્તિનિમિત્તભૂત ક્રિયાવિશિષ્ટ વસ્તુને શબ્દના અર્થરૂપે સ્વીકારતો હોવા છતા શબ્દની વ્યુત્પત્તિ નિમિત્ત ક્રિયા શૂન્યપદાર્થ ને શબ્દના અર્થ રૂપે નહીં સ્વીકારતો (ખડન કરતો) જે અભિપ્રાય તે 'એવ ભૂતનયાભાસ' છે જેમકે, ઘટશબ્દની વ્યુત્પત્તિ નિમિત્તભૂત ઘટન (ચેષ્ટા) ક્રિયાશૂન્ય ઘટઆદિપદાર્થનુ જે ઘટાદિ શબ્દથી વાચ્યત્વ તેના ખડનના અભિપ્રાયરૂપ એવભૂતનયાભાસ છે (૨૩+૬૨૦)

नयस्येदशस्य वस्त्वेकदेशस्याज्ञाननिवृत्तिरनन्तरफलम् । परम्परफल तु वस्त्वेकदेशविषयकहानोपादानोपेक्षाबुद्धय. । उभयविधमपि फल नयात्कथञ्चिद्भिन्नाभिन्न विज्ञेयम् इति नयनिरूपणम् ॥२४॥

## નયાત્મકજ્ઞાનનુ ફલવર્ણન–

અર્થ —નયનું ફલ=પ્રમાણના એક દેશભૂત વસ્તુના અશના ગ્રાહક નયનુ નયવિષયક અજ્ઞાનની નિવૃત્તિએ અનતરઅવ્યવહિત-સાક્ષાતફલ છે જેમ પ્રમાણનુ સર્વવસ્તુવિષયક હાનબુદ્ધિ–ઉપાદાનબુદ્ધિ–ઉપેક્ષાબુદ્ધિ, પરપરફલ છે (પરપરાથી ફલ છે) તેમ નયનુ પણ વસ્તુના અશવિષયક હેય-હાનબુદ્ધિ ઉપાદેય ઉપાદા બુદ્ધિ–ઉપેક્ષણીયઉપેક્ષા બુદ્ધિ પરપરાથી ફલ છે

આ બન્ને પ્રકારનુ-સાક્ષાત્ અને પરપરફલ, નયથી કથચિદ્ ભિન્ન અભિન્ન જાણવુ આ પ્રમાણે નયનું નિરૂપણ સમાપ્ત થાય છે (૨૪+૬૨૧)

---

## वादनिरूपणनामक
## दशम किरण

स्वपरपक्षसाधनदूषणविषय तत्त्वनिर्णयविजया यतरप्रयो
जन वचन वाद ॥१॥

### વાદનું લક્ષણ—

અર્થ —વાદીનું અથવા પ્રતિવાદીનું પોતાના પક્ષની સિદ્ધિ માટે જે સાધન (સાધવું) અને પરપક્ષવિષયક જે દૂષણ અર્થાત્ સ્વપરપક્ષ સાધન–દૂષણવિષયક, તત્ત્વનિર્ણય કે વિજય એમાથી કોઇ એક પ્રયોજનવાળુ વચન વાદ કહેવાય છે (૧+૬૨૨)

साधनात्मक दूषणात्मकञ्च वचन स्वस्वाभिप्रेतप्रमाण-
रूपमेव स्यात् । तदन्यस्य प्रमाणाभासत्वान्निर्णायकत्वानुपपत्ते
रि ।

### સાધન દૂષણાત્મક વચન કેવુ હોવુ જ[illegible]
### વર્ણન-

અર્થ —સ્વપક્ષવિષયસાધનરૂપવચન [illegible]
દૂષણ વચન, [illegible]રૂપ જ હોવુ [illegible]
[illegible]રૂપવચન ન [illegible]

શકતું નથી પ્રમાણુરૂપ વચન જ નિર્ણયકારક હોય છે (૨+૬૨૩)

जल्पवितण्डयोस्तु न कथान्तरत्वं वादेनैव चरितार्थत्वात् ॥३॥

અર્થ —જો કે દશાન તરમા વાદ-જલ્પ-વિતંડારૂપે કથાના ત્રણ પ્રકારો કહેલ છે છતા અહીં જલ્પ અને વિતંડારૂપ બે કથાઓ વાદથી ચરિતાર્થ થતી હોવાથી પૃથક્ પૃથક્ જણાવેલ નથી (૩+૬૨૪)

कथारम्भकस्तु जिगीषुस्तत्त्वनिर्णिनीषुश्च ॥४॥

અર્થ —જિગીષુ અને તત્ત્વનિર્ણિનીષુના ભેદથી બે પ્રકારના કથા-વાદના આરભક હોય છે (૪+૬૨૫)

अङ्गीकृतधर्मसाधनाय साधनदूषणवचनैर्विजयमिच्छुर्जिगीषुः । स्वीकृतधर्मस्थापनाय साधनदूषणवचनैस्तत्त्वस्थापनेच्छुस्तत्त्वनिर्णिनीषुः ॥५॥

અર્થ —(૧) જિગીષુ=અંગીકાર કરેલ જે કથંચિત્ નિત્યત્વાદિરૂપ ધર્મ છે તે ધર્મના સાધન-વ્યવસ્થા કરવા માટે સ્વપક્ષને સ્થાપવા માટે અને પરપક્ષને દૂષિત કરવા માટે પ્રવૃત્તિવાળો સ્વવિજય અને પરના પરાજયને ઇચ્છનારો 'જિગીષુ' કહેવાય છે

(૨) તત્ત્વનિર્ણિનીષુ=શાસ્ત્રદ્વારા, પરના વિષે કે પોતાના વિષે સ્વીકાર કરેલા કથંચિત્ નિત્યત્વ આદિ ધર્મની સ્થાપના

માટે સાધનાત્મક-દૂષણાત્મક વચનોના સમુદાયથી કથચિત નિત્યત્વ આદિરૂપ તત્ત્વના મડનની ઇચ્છાવાળો ' તત્ત્વનિર્ણિનીપુ' કહેવાય છે (૫+૬૨૬)

अथ स्वस्य सन्देहादिसम्भवे स्वात्मनि तत्त्वनिर्णय यदेच्छति तदा स्वात्मनि तत्त्वनिर्णिनीपुर्भवति । परानुग्रहार्थं परस्मिन् तत्त्वनिर्णय यदेच्छति तदा परात्मनि तत्त्वनिर्णिनीपुर्भवति ॥६॥

## તત્ત્વનિર્ણિનીપુના ભેદો

અર્થ —(૧) આ તત્ત્વનિર્ણિનીપુ=પોતાને થયેલ સદેહ આદિના પરિહારની ઈચ્છા જ્યારે પોતાના આત્મામા થાય ત્યારે પોતાને વિષે તત્ત્વનિર્ણયની ઇચ્છાવાળો ' સ્વાત્મનિ તત્ત્વનિર્ણિનીપુ' કહેવાય છે

(૨) પરાત્મનિ તત્ત્વનિર્ણિનીપુ=જે પરાનુગ્રહમા એકપરાયણ, બીજાને તત્ત્વ પમાડવા માટે જ્યારે ઇચ્છે છે ત્યારે ' પરાત્મનિ તત્ત્વનિર્ણિનીપુ' તે થાય છે (૬+૬૨૭)

स्वात्मनि तत्त्वनिर्णिनीपुश्शिष्यसब्रह्मचारिसुहृदादय । परस्मिन् तत्त्वनिर्णिनीपुश्च गुर्वादि । अथ ज्ञानावरणीयकर्मण क्षयोपशमात्सम्भूतत्वन्नमत्यादिज्ञानवान् केवलज्ञानवान् वा भवति । स्वात्मनि तत्त्वनिर्णिनीपुस्तु क्षायोपशमिकज्ञानवानेव जिगीपुरप्येवमेव ॥७॥

## સ્વાત્મનિ તત્ત્વનિર્ણિનીષુ અને પરાત્મનિ તત્ત્વનિર્ણિનીષુના ભેદો–

અર્થ —(૧) સ્વાત્મનિ તત્ત્વનિર્ણિનીષુના ભેદો=સ્વાત્મનિ તત્ત્વનિર્ણિનીષુમા શિષ્ય-ગુરુબ ધુ-સાધર્મિક-મિત્ર આદિનો સમાવેશ થાય છે

(૨) પરાત્મનિ તત્ત્વનિર્ણિનીષુના ભેદો=ગુરુઆદિ, પરાત્મનિ તત્ત્વનિર્ણિનીષુ કહેવાય છે અર્થાત્ જ્ઞાનાવરણીયકર્મના વિશિષ્ટ ક્ષયોપશમથી ઉત્પ ન વિશિષ્ટ મતિજ્ઞાન-શ્રુતજ્ઞાન-અવધિજ્ઞાન-મન પર્યવજ્ઞાનવાળા પરોપકારી ગુરુઆદિ, પરાત્મનિ તત્ત્વનિર્ણિનીષુ કહેવાય છે ઇતિ એક ભેદ જાણવો તથા સકલજ્ઞાનાવરણીય આદિ કર્મના ક્ષયથી પ્રકટ થયેલ કેવળજ્ઞાનવાળા અર્હદાદિ ભગવતો, પરાત્મનિ તત્ત્વનિર્ણિનીષુ કહેવાય છે. આ પ્રમાણે બીજો ભેદ જાણવો

વળી સ્વાત્મનિ તત્ત્વનિર્ણિનીષુ તો ક્ષાયોપશમિક જ્ઞાનવાળો જ સમજવો એવ જિગીષુ પણ ક્ષાયોપશમિક જ્ઞાનવાળો જ સમજવો (૮+૬૨૮)

तथा चारम्भको जिगीषु, स्वात्मनि तत्त्वनिर्णिनीषु क्षायोपशमिकज्ञानवान् केवली चेति चतुर्विधस्सम्मन्न। एव मत्यारम्भकोऽपि ॥८॥

અર્થાત—તથાચ આરભક, (૧) જિગીષુ (૨) સ્વાત્મનિ તત્ત્વનિર્ણિનીષુ (૩) પરાત્મનિ ક્ષાયોપશમિકજ્ઞાનવાન્ તત્ત્વનિર્ણિનીષુ (૪) ક્ષાયિકજ્ઞાનવાળા કેવલી પરાત્મનિ તત્ત્વનિર્ણિનીષુ

આમ ચાર ભેદવાળો આરભક છે આ પ્રમાણે પ્રત્યારભક પણ ચાર પ્રકારનો જાણવો (૮+૧૨૯)

यदोभावपि जिगीषू, जिगीषू क्षायोपशमिकज्ञानिनौ, जिगीषुकेवलिनौ वा वादिप्रतिवादिनौ भवतस्तदा वादि-प्रतिवादिसभ्यसभापतिरूपाणि चत्वार्यङ्गा यपेक्षितानि ॥९॥

वादमा अगोना नियमो—

અર્થ —(૧) વાદી-આરભક જિગીષુ અને પ્રતિવાદી-પ્રત્યારભક જિગીષુ જ્યારે હોય (૨) વાદી-આરભક જિગીષુ અને પ્રત્યારભક-પ્રતિવાદી ક્ષાયોપશમિક જ્ઞાનવાન્ પરાત્મનિ તત્ત્વનિર્ણિનીષુ જ્યારે હોય (૩) વાદીઆરભક જિગીષુ અને પ્રત્યારભક પ્રતિવાદી-ક્ષાયિકજ્ઞાનવાન્-કેવલીપરાત્મનિ તત્ત્વનિર્ણિનીષુ જ્યારે હોય ત્યારે વાદમા (૧) વાદી (૨) પ્રતિવાદી (૩) સભ્ય (૪) સભાપતિ એમ ચાર અગો અપેક્ષિત હોય છે (૯+૧૩૦)

यदा स्वात्मनि तत्त्वनिर्णिनीषुर्वादी प्रतिवादी च परत्र तत्त्वनिर्णिनीषुः क्षायोपशमिकज्ञानवान् तदा समर्थश्चेत्पति वादी, वादीप्रतिवादिरूपाङ्गद्वयमेवापेक्षितम् । असमर्थश्चेत्सभ्येन सहाङ्गत्रयमपेक्षितम्, केवली चेत्प्रतिवादी तदाङ्गद्वयमेव ॥१०॥

અર્થ —જ્યારે આરભક-વાદી સ્વાત્મનિ તત્ત્વનિર્ણિનીષુ અને પ્રત્યારભક પ્રતિવાદી પરાત્મનિ તત્ત્વનિર્ણિનીષુ-ક્ષાયોપશ

મિક જ્ઞાનવાળો હોય ત્યારે જો સમર્થપ્રતિવાદી હોય તો વાદમા વાદી અને પતિવાદી રૂપ બે અ ગોજ અપેક્ષિત છે

જો પ્રતિવાદી અસમર્થ હોય તો વાદી–પ્રતિવાદી–સભ્ય એમ ત્રણ અ ગો અપેક્ષિત છે

જો કેવનીભગવાન્ પ્રતિવાદી હોય તો વાદી–પ્રતિવાદી એમ બે અ ગોજ અપેક્ષિત છે (૧૦+૬૩૧)

यदा क्षायोपशमिकज्ञानवान परत्र तत्त्वनिर्णिनीपुर्वादी प्रतिवादी च जिगीषुस्तदा चत्वार्यङ्गानि, स्वात्मनि तत्त्वनिर्णिनीपुः क्षायोपशमिकज्ञानवान् परत्र तत्त्वनिर्णिनीपुर्वा प्रतिवादी तदाऽसमर्थत्वेऽङ्गत्रय समर्थत्वे चाङ्गद्वयम् । केवली चेत्प्रतिवादी तदाऽङ्गद्वयमपेक्षितम् । यदा तु केवली वादी जिगीषुश्च प्रतिवादी तदा चत्वार्यङ्गानि, स्वात्मनि तत्त्वनिर्णिनीपुः क्षायोपशमिकज्ञानवान वा प्रतिवादी तदाऽङ्गद्वयमेवापेक्षितम् ॥२१॥

અર્થ —(૧) જ્યારે આરભક-વાદી ક્ષાયોપશમિક જ્ઞાન વાળો પરાત્મનિ તત્વનિર્ણિનીપુ અને પ્રત્યારભક પ્રતિવાદી જિગીષુ હોય ત્યારે કલહાદિનો સભવ હોવાથી અને લાભેચ્છાનો સભવ હોવાથી ચાર અ ગો-વાદી-પ્રતિવાદી-સભ્ય અને સભાપતિરૂપ ચાર અ ગો અપેક્ષિત છે

(૨) વળી જ્યારે પ્રત્યારભક-પ્રતિવાદી, ક્ષાયોપશમિક જ્ઞાનવાળો સ્વાત્મનિ તત્વનિર્ણિનીપુ અથવા પરાત્મનિ તત્વનિર્ણિ

નીપુ હોય ત્યારે અસમર્થતામા ત્રણ અ ગો અને સમર્થતામા બે અ ગો અપેક્ષિત છે

(૩) વળી જ્યારે પ્રત્યારમ્ભક-પ્રતિવાદી કેવલી ભગવાન્ હોય ત્યારે બે અ ગો અપેક્ષિત છે

(૪) જ્યારે પરોપકારમા એકપરાયણુ કેવલી ભગવાન્ આરમ્ભક-વાદી હોય અને પ્રત્યારમ્ભક પ્રતિવાદી જિગીપુ હોય ત્યારે સભ્ય-સભાપતિ સહિત ચાર અ ગો અપેક્ષિત છે

(૫) વળી પ્રત્યારમ્ભક-પ્રતિવાદી ક્ષાયોપશમિક જ્ઞાનવાળો સ્વાત્મનિ તત્ત્વનિર્ણિનીપુ અથવા પરાત્મનિ તત્ત્વનિર્ણિનીપુ હોય ત્યારે બેજ અ ગો અપેક્ષિત છે (૧૧+૬૩૨)

जिगीषुस्वात्मतत्त्वनिर्णिनीष्वो , स्वात्मतत्त्वनिर्णिनीषु जिगीष्वोः, स्वात्मतत्त्वनिर्णिनीष्वोरुभयोरुभयोश्च केवलिनोर्वादिप्रतिवादिभावासम्भवा न वादः प्रवर्त्तते ॥१२॥

અર્થ—જ્યારે બે જિગીપુ અને સ્વાત્મનિ તત્ત્વનિર્ણિનીપુના વચ્ચે, સ્વાત્મનિ તત્ત્વનિર્ણિનીપુ અને જિગીપુના વચ્ચે, બન્ને સ્વાત્મનિ નિર્ણિનીપુ અને સ્વાત્મનિ તત્ત્વનિર્ણિનીપુના વચ્ચે, બન્ને-કેવલી અને કેવલીના વચ્ચે વાદિપણુ-પ્રતિવાદિપણુ અસભવિત હોઈ વાદ સભવતો નથી (૧૨+૬૩૩)

प्रथम वादारम्भको वादी, तदनु तद्विरुद्धारम्भक' प्रतिवादी, एतौ स्वपरपक्षस्थापनप्रतिषेधौ प्रमाणतः कुर्वीयाताम् ॥१३

અર્થ—ચાર અંગોથી-ત્રણ અંગોથી કે બે અંગોથી અલંકૃત સભામાં જે પહેલા વાદનો આરંભ કરે છે તે વાદારંભક વાદી કહેવાય છે (૧) પહેલા વાદી (૨) ત્યારબાદ વાદીએ કહેલ પક્ષમા તેનાથી વિરૂદ્ધ પ્રમાણપૂર્વક દૂષણને પ્રગટ કરનાર પ્રતિવાદી-પ્રત્યારંભક કહેવાય છે

અર્થાત્ આ વાદી અને પ્રતિવાદી બન્ને, સ્વપક્ષમંડન અને પરપક્ષખંડન, પ્રમાણથી કરે! (૧૩+૬૩૪)

उभयसिद्धान्तपरिज्ञाता धारणावान् बहुश्रुत स्फूर्तिमान् क्षमी मध्यस्थ सभ्य । वादोऽयं त्रिभिस्सभ्यैरन्यूनो भवेत् ॥१४॥

અર્થ—(૩) વાદી અને પ્રતિવાદીના સિદ્ધાન્ત-તત્ત્વનો જ્ઞાતા, ધારણા સમર્થ, બહુશ્રુત, સ્ફૂર્તિવાળો, ક્ષમાવાળો, મધ્યસ્થ 'સભ્ય' કહેવાય છે

વાદમા ઓછમા ઓછા ત્રણ સભ્યો હોવા જોઈએ (૧૪+૬૩૫)

सभ्यैरेतैर्यथायोग वादिप्रतिवादिनो प्रतिनियतवादस्थान नियमन कथाविशेषनियमन पूर्वोत्तरवादनिर्देशस्तद्वचनगुण दोषावधारण तत्त्वप्रकाशनेन यथासमय वादविरामः जयपराजयप्रकाशनञ्च कार्यम् ॥१५॥

અર્થ—પૂર્વોક્તલક્ષણસંપન્ન આ સભાસદોએ યોગપ્રમાણે

(૧) વાદી અને પ્રતિવાદીના ચોક્કસવાદના સ્થાનનો નિશ્ચય

(૨) કથાવિશેષનો નિર્ણય

(૩) પૂર્વવાદ (પૂર્વપક્ષ) અને ઉત્તરવાદ (ઉત્તરપક્ષ)નો નિર્ણય

(૪) વાદીએ અને પ્રતિવાદીએ કહેલ સાધક બાધકાત્મક વચનના ગુણદોષનો નિશ્ચય

(૫) તત્ત્વના પ્રકાશનદ્વારા સમય પ્રમાણે વાદના વિરામનો નિશ્ચય

(૬) કથાના ફલરૂપ જય અને પરાજયની જાહેરાત વિગેરે કાર્યો કરવા જોઇએ (૧૫+૬૩૬)

प्रज्ञाऽऽज्ञासम्पत्तिसमताक्षमालङ्कृत सभापति ॥१६॥

અર્થઃ—(૧) પ્રજ્ઞાથી અલંકૃત (૨) આજ્ઞાસંપત્તિ અલંકૃત (૩) સમતાથી અલંકૃત (૪) ક્ષમાથી અલંકૃત 'સભાપતિ' હોવો જાઇએ (૧૬+૬૩૭)

अनेन च वादिप्रतिवादिभ्या सभ्यैश्च प्रतिपादितस्यार्थस्यावधारण तयो कलहनिराकरण तयोश्शपथानुगुण पराजितस्य शिष्यत्वादिनियमन पारितोषिकादिवितरणञ्च कर्त्तव्यम् ॥१७॥

અર્થઃ—આ સભાપતિએ,

(૧) વાદિએ અને પ્રતિવાદિએ અને સભ્યોએ કહેલા અર્થનું અવધારણ કરવુ જોઇએ

(૨) તે વાદી અને પ્રતિવાદીના કલહનુ નિરાકરણ કરવું જોઇએ

(૩) વાદિ અને પ્રતિવાદિમાથી શપથ (સોગદ) પૂર્વક, પરાજિતનુ શિષ્યપણાઆદિનું નિયમન અને પારિતોષિક (ઈનામ) આદિનુ દાન કરવુ જોઇએ (૧૭+૬૩૮)

पूर्वागमान् पुरस्कृत्य भेदलक्षणतो दिशा बालसविल्प्र काशाय सम्यक्सवि प्रकाशिता ॥१८॥

અર્થ—પૂર્વાચાર્યોએ રચેલ ગ્રન્થરત્નોને જોઇ વિચારી, સમ્યગ્ જ્ઞાનના ભેદો-પ્રભેદોથી-લક્ષણોદ્વારા સક્ષેપથી [પૂર્વાચાર્યોના ગ્રથોમા પ્રવેશની અનુકૂળતા કરવાપૂર્વક] બાલ જીવોને (પૂર્વાચાર્ય ગ્રથપ્રવેશક બાલજીવોને) જ્ઞાનના પ્રકાશ માટે સમ્યગ્ જ્ઞાનનું પ્રકાશન કરેલ છે (૧૮+૬૩૯)

ઇતિ વાદનિરૂપણનામક દશમ કિરણ



## चरणनिरूपणनामकं प्रथमं किरणं

चरणकरणभेदेन द्विविधं चरणम् ॥१॥

અર્થ—ચરણ અને કરણના ભેદથી બે પ્રકારનું ચરણ છે મુમુક્ષુવર્ગને સદાકર્તવ્યરૂપ, વ્રતશ્રમણધર્માદિમૂલગુણરૂપ 'ચરણ' કહેવાય છે અને પ્રયોજન થતાં જે કરાય તે પિંડવિશુદ્ધિઆદિ 'કરણ' કહેવાય છે (૧+૬૪૦)

व्रतश्रमणधर्मसंयमवैयावृत्त्यब्रह्मचर्यगुप्तिज्ञानादितप क्रोधनिग्रहरूपणाष्टविधमप्यवान्तरभेदतस्सप्ततिविधं चरणम् ॥२॥

અર્થ—(૧) વ્રત [૫] (૨) શ્રમણધર્મ [૧૦] (૩) સંયમ [૧૭] (૪) વૈયાવૃત્ય [૧૦] (૫) બ્રહ્મચર્ય [૯] ગુપ્તિ (૬) જ્ઞાનાદિ [૩] (૭) તપ [૧૨] (૮) ક્રોધાદિનિગ્રહ [૪] રૂપે આઠ પ્રકારનું હોવા છતાં અવાંતરભેદથી સિત્તેર (૭૦) પ્રકારનું ચરણ છે (૨+૬૪૧)

### વ્રત સ્વરૂપ વર્ણન–

हिंसानृतस्तेयाब्रह्मपरिग्रहेभ्यो विरमणरूपाणि पञ्च व्रतानि ॥३॥

અર્થ—(૧) હિંસાથી વિરમવું (૨) અસત્યથી વિરમવું

(૩) ચોરીથી અટકવું (૪) અબ્રહ્મથી વિરમવું (૫) પરિગ્રહથી વિરમવું

અર્થાત્ હિંસાદિપંચકથી વિરમણરૂપ પાચ મહાવ્રતો જાણવા (૩+૬૪૨)

प्रमादसहकारेण कायादिव्यापारज यद्द्रव्यभावात्मकप्रा णव्यपरोपण हिंसा तस्मात्सम्यग्ज्ञानश्रद्धानपूर्विका निवृत्तिः प्रथम व्रतम् ॥४॥

અર્થ—હિંસાવિરમણ=પ્રમાદપૂર્વક, મનવચન-કાયરૂપવ્યાપારથી જન્ય, દ્રવ્યભાવરૂપપ્રાણોનો જીવથી વિયોગ કરવો તે હિંસાનો જ્ઞાનશ્રદ્ધાપૂર્વક, ત્રણુભાગાઓથી, યાવજ્જીવ નિવૃત્તિરૂપત્યાગ 'હિંસાવિરમણરૂપપ્રથમવ્રત' કહેવાય છે (૪+૬૪૩)

असद्वृति तत्प्रकारकमप्रियमपथ्य वचनमनृत तस्मात्तथा विरतिर्द्वितीय व्रतम् । असत्य चतुर्विध भूतनिह्नवाभूतोद्भा वनार्था तरगर्हाभेदात् । आत्मा पुण्य पाप वा नास्तीत्यादिकम् । आत्मा सर्वगत इति द्वितीयम् । गव्यश्वत्वव चनं तृतीयम् । क्षेत्र कृष, काण प्रति काण इत्यादि वचन तुर्यम् ॥५॥

અર્થ—અચોરને ચોર કહેવારૂપ, અપ્રિય, અહિતકર, વચન 'અનૃત' અસત્ય કહેવાય છે તેનાથી જ્ઞાનશ્રદ્ધાપૂર્વક, યાવજ્જીવ અટકવું તે 'અસત્યવિરતિરૂપ બીજુ વ્રત' કહેવાય છે

વળી અસત્ય ચાર પ્રકારનુ છે-

(૧) ભૂતનિહ્નવ-સતવિદ્યમાનનો અપલાપ કરવો જેમકે, આત્મા નથી, પુણ્યપાપ નથી વિગેરે

(૨) અભૂત ઉદ્દભાવન-અવિદ્યમાન, અછતાને પ્રગટ કરવું તે જેમકે, આત્મા સવ વ્યાપી છે

(૩) અર્થાતર-બીજા પદાથ રૂપે જણાવાવું-કહેવું જેમકે, ગાયને ઘોડો કહેવો

(૪) ગર્હા-શાસ્ત્રપ્રતિષિદ્ધ વચન અને નિંદિત વચન 'ગર્હા' કહેવાય છે જેમકે, 'ખેતર ખેડ' એવુ વચન કારણ કે હિંસાજનક હોવાથી આ વચનની અસત્યતા છે 'કાણાને કાણો' કહેવો આ નિષ્ઠુર વચન, પરને પીડાકારી હોઇ સત્ય છતા ગર્હિત હોઇ અસત્ય કહેવાય છે (૫+૬૪૪)

स्वाम्याद्यदत्तवस्तुपरिग्रहणं स्तेयं तस्मात्तथा विरतिस्तृतीयं व्रतम् ॥६॥

અર્થ —સ્વામીથી-જીવથી તીથ કરવચનથી-ગુરુથી અદત્ત-નહીં આપેલ પ્રમત્ત યોગ દ્વારા વસ્તુનું ગ્રહણ સ્તેય' કહેવાય છે તેન થી સવથા યાવજ્જીવ નિવૃત્તિ-અટકવું તે 'અસ્તેયવ્રત' કહેવાય છે (૬+૬૪૫)

औदारिकवैक्रियशरीरविलक्षणसंयोगादिजन्यविषयानुभवनमब्रह्म तस्मात्तथा विरतिस्तुर्यं व्रतम् ॥७॥

અર્થ —ઔદારિક શરીર (તિય ચ-મનુષ્યોના શરીર) અને વૈક્રિય શરીર (વેદોદયજન્ય સ્ત્રીપુરૂષસગ વિશેષ)

આદિ (આદિથી સંકલ્પ–નામગ્રહણ-દર્શન વિગેરે જાણવાં) તેનાથી જન્ય વિષયસુખનો અનુભવ, 'અબ્રહ્મ' કહેવાય છે તેનાથી ત્રણ યોગ-કરણથી અઢારપ્રકારે યાવજ્જીવ જ્ઞાન શ્રદ્ધા પૂર્વકવિરામ–અટકવું તે 'બ્રહ્મવ્રત' ચોથુ વ્રત કહેવાય છે - (૭+૬૪૬)

सचित्ताचित्तमिश्रेषु द्रव्येषु मूर्च्छा परिग्रहस्तस्य तथा विरति पञ्चम व्रतम् ॥८॥

અર્થ—સ્ત્રી વિ સચિત્તદ્રવ્યોમા આહારઆદિઅચિત્ત દ્રવ્યોમા, ભૂષણભૂષિત સ્ત્રી આદિ મિશ્રદ્રવ્યોમા મમતાભાવ–મૂર્ચ્છા 'પરિગ્રહ' કહેવાય છે તેનાથી પ્રમાદના અભાવપૂર્વક યાવજ્જીવ અટકવું 'અપરિગ્રહ' પાચમુ વ્રત કહેવાય છે (૮+૬૪૭)

क्षमामार्दवार्जवशौचसत्यसयमतपस्त्यागाऽऽकिञ्च पब्रह्मचर्याणि श्रमणधर्मा ॥९॥

અર્થ—(૧) ક્ષમા (૨) માર્દવ (૩) આર્જવ (૪) શૌચ (૫) સત્ય (૬) સયમ (૭) તપ (૮) ત્યાગ (મુક્તિ-નિર્લોભતા) (૯) આકિંચન્ય (૧૦) બ્રહ્મચર્ય એમ દશ શ્રમણ (સાધુ)ના ધર્મો કહેવાય છે (૯+૬૪૮)

सति सामर्थ्ये सहनशीलता क्षमा। सापराधिष्वप्युपकार्युद्धिरवश्यम्भावित्वमतिरपायेषु क्रोधादिषु दुष्टफलकत्वज्ञानमात्मनि दाक्षवणेऽप्यविकृतमनस्कत्व क्षमैवात्मधर्म इति बुद्धिश्च क्षमायाभुपकारिका ॥१०॥

## ક્ષમાનુ સ્વરૂપ–

અર્થ—પ્રતિકારશક્તિ હોવા છતા સહનશીલતા રાખવી એ 'ક્ષમા' કહેવાય છે

અર્થાત્ અપરાધીજીવો ઉપર પણ ઉપકારબુદ્ધિ, પરપ્રયુક્ત તાડન-મારણ આદિ અપાયોમા, અવશ્યભાવિત્વનો વિચાર, ક્રોધ આદિ વિષે દુષ્ટફલ આપનારા છે, આવું જ્ઞાન, પોતાની નિંદાનુ શ્રવણ થતા માનસિકવિકારનો અભાવ, 'ક્ષમા' એજ આત્મધર્મ છે એવી બુદ્ધિ, ક્ષમામા ઉપકાર કરનારી છે અર્થાત્ આ બધા ભાવો ક્ષમાના ઉત્તેજક છે (૧૦+૧૪૯)

गर्वपराङ्मुखस्य श्रेष्ठेऽभ्युत्थानादिभिर्विनयाचरण मार्द-वम्। जातिरूपैश्वर्यकुलतप श्रुतलाभवीर्यप्रहम्भावो मार्दववि रोधी अतस्ततो निवर्त्तेत ॥११॥

અર્થ—ગર્વરહિતનું આચાર્ય આદિ શ્રેષ્ઠ પુરુષોના વિષે યથાયોગ્ય અભ્યુત્થાન-આસન આદિથી વિનયપૂર્વકનું આચ રણ 'માર્દવ' કહેવાય છે અર્થાત્ જાતિ-રૂપ-ઐશ્વર્ય-કુલ-તપ-શ્રુત-લાભ-વીર્ય રૂપ વિષયોમા અહંકાર-ગર્વ એ માર્દવ વિરોધી કહેવાય છે માટે તેનાથી અટકવુ એ માર્દવરૂપ શ્રમણધર્મ બને છે (૧૧+૧૫૦)

कायवाङ्मनसा शाठ्यपराहित्यमार्जवम् । भावदोषयुक्तो हि इहामुत्र चाकुशलाशुभफल कर्मोपचिनोति ॥१२॥

અર્થ—આર્જવરૂપ શ્રમણધર્મ=કાય-વચન-મનની

શઠના માયા-વક્રતાનો અભાવ 'આર્જવ' કહેવાય છે અર્થાત માયારૂપ ભાવદોષવાળો, આલોકમા અને પરલોકમા ભવિષ્યમા અશુભફલવાળા પાપકર્મને ભેગુ કરે છે

(૧૨+૬૫૧)

कालुष्यविरह' शौचम् । तद् द्रव्यभावभेदाद् द्विधा, शास्त्रीयविधिना यतिजनशरीरगतमहाव्रणादिक्षालनमाद्यम् । रजोहरणादिष्वपि ममताविरहो द्वितीयम् । ममत्वमत्र मनः कालुष्यम् ॥'१॥

અર્થ—શૌચરૂપ શ્રમણધર્મ=કાલુષ્યરૂપ મલિનતાનો અભાવ 'શૌચ' કહેવાય છે આ શૌચ, દ્રવ્ય અને ભાવથી બે પ્રકારનું છે (૧) એષણીય શુદ્ધજલ આદિરૂપ શાસ્રોક્ત વિધિથી સાધુ જનના શરીરગત મહાવ્રણ (મોટાઘાવ-જખમ-ઘાઇ વિગેરેનુ ક્ષાલન (ધોવુ વિ) દ્રવ્યશૌચ કહેવાય છે (૨) રજોહરણ-મુખવસ્રિકા-ચોલપટ્ટો-પાત્ર આદિરૂપ ધર્મોપકરણોમા પણ મમ તાનો અભાવ 'ભાવશૌચ' કહેવાય છે અહીં મમતા, મનની મલિનતા જાણવી (૧૩+૬૫૨)

यथावस्थितार्थप्रतिपत्तिकरं स्वपरहितं वच. स यम् ॥१४॥

અર્થ—યથાવસ્થિત=અનંતધર્માત્મકવસ્તુનુ તે તે પ્રકારે બોધજનક, સ્વપરહિતકારી વચન 'સત્ય' રૂપ શ્રમણધર્મ કહેવાય છે (૧૪+૬૫૩)

इन्द्रियदमन सयमः । तत्स्तु पूर्वमेवोक्तम् ॥१५॥

અર્થ—સંયમ=પાંચ ઇન્દ્રિયોના પાંચવિષયોમાં લોલુપતાનો અભાવ 'સંયમ' કહેવાય છે તથાચ 'તપ' રૂપ શ્રમણધર્મનું સ્વરૂપ પૂર્વે કહેવાઇ ગયેલ છે (૧૫+૬૫૪)

बाह्याभ्यन्तरोपधिशरीरान्नपानादिविषयकभावदोषपरित्यजनं त्यागः ॥१६॥

અર્થ:—ત્યાગરૂપ શ્રમણધર્મ=રજોહરણાદિરૂપ બાહ્યઉપધિ તથા ક્રોધ આદિ આભ્યંતર ઉપધિ અને આભ્યંતર શરીર વિષયક અને બાહ્ય અન્નપાનઆદિરૂપ વિષયક તૃષ્ણામમતારૂપ ભાવદોષનો પરિહાર 'ત્યાગ' કહેવાય છે જેનુ બીજુ નામ 'મુક્તિ' છે (૧૬+૬૫૫)

शरीरधर्मोपकरणादिषु मूर्च्छाराहित्यमाकिञ्चन्यम् ॥१७॥

અર્થ:—આકિંચન્ય=શરીર ધર્મોપકરણ આદિવિષે મૂર્છાનો અભાવ 'આકિંચન્ય' કહેવાય છે (૧૭+૬૫૬)

व्रतपरिपालनाय ज्ञानाभिवृद्धये कषायपरिपाकाय च गुरुकुलवासो ब्रह्मचर्यम् ॥१८॥

અર્થ—બ્રહ્મચર્યરૂપ શ્રમણધર્મ=વ્રતના સારીરીતે પાલન કરવા માટે જ્ઞાનની ચારે બાજુથી વૃદ્ધિ માટે, ક્રોધઆદિ પરિણામોના ઉપશમ-ક્ષયોપશમ-ક્ષયરૂપ પરિપાક માટે ગુરૂકુલવાસ (ગુરુઆજ્ઞાની પરતંત્રતા) 'બ્રહ્મચર્ય' રૂપ શ્રમણધર્મ કહેવાય છે (૧૮+૬૫૭)

मनियम शरीरवाङ्मनोनिग्रहः संयमः । स च सप्त-

दशविधः पृथव्यप्तेजोवायुवनस्पतिकायद्वित्रिचतुःपञ्चेन्द्रियप्रेक्ष्योपेक्ष्यापहृत्यप्रमृज्यकायवाङ्मनउपकरणसंयमभेदात् ॥१९॥

અર્થઃ-નિયમપૂર્વક શરીર-વચન-મનનો નિગ્રહ 'સંયમ' કહેવાય છે [૧]પૃથ્વીકાયસંયમ [૨]અપ્કાયસંયમ [૩]તેજકાયસં૦ [૪]વાયુકાયસં૦ [૫]વનસ્પતિકાયસં૦ [૬]દ્વીન્દ્રિયસં૦ [૭]ત્રીન્દ્રિયસં૦ [૮]ચતુરિન્દ્રિયસં૦ [૯]પંચેન્દ્રિયસં૦ [૧૦]પ્રેક્ષ્યસં૦ [૧૧]ઉપેક્ષ્યસં૦ [૧૨]અપહૃત્યસં૦ [૧૩]પ્રમૃજ્યસંયમ (૧૯+૬૫૮)

तत्र पृथिवीकायिकादारभ्य पञ्चेन्द्रियं यावद् नवविधा जीवास्तेषां करणत्रयं (योगत्रयेण) कृतकारितानुमतिभिः संघट्टपरितापव्यापत्तिपरिहारः पृथिवीकायिकादिसंयमो नवविधो ज्ञेयः ॥२०॥

અર્થ—(૧) સત્તર પ્રકારના સંયમ પૈકી પૃથ્વીકાયથી માંડી પંચેન્દ્રિય સુધીના જે નવપ્રકારના જીવો છે, તેઓનો મન-વચન-કાયાદ્વારા કરવા-કરાવવા-અનુમોદનરૂપે સંઘટ્ટ-સરંભ (હિંસાનો સંકલ્પ)નો અને પરિતાપ-સમારંભ (પરપીડાકર ઉચ્ચાટન આદિના કારણરૂપ મંત્રાદિધ્યાનરૂપ માનસિક સમારંભ, પરપરિતાપકર ક્ષુદ્રવિદ્યાઆદિ પરાવર્ત્તના સંકલ્પસૂચકધ્વનિરૂપ વાચિક સમારંભ, મારવા માટે લાકડી-મુઠ્ઠી આદિના પ્રયોગ કરવારૂપ કાયિક સમારંભ)નો અને વ્યાપત્તિ-આરંભ-વિનાશ પ્રાણવિયોગનો પરિહાર-વર્જન એ પૃથિવી કાયિક આદિ સંયમ, નવપ્રકારનો જાણવો (૨૦+૬૫૯)

स्थानादीन् विलोक्य क्रियाचरण प्रेक्ष्यसयम साधुप्रभृतीन् प्रवचनोदितक्रियासु व्यापारयत । स्वस्वक्रियासु व्यापारयतो वा गृहस्थादीनुपक्षमाणस्य सयम उपेक्ष्यसयम ॥२१॥

અર્થ —સૂવા-બેસવા-ગમનને યોગ્યસ્થાન-સ્થ ડિલ આદિને જોઈ આખથી બરાબર જોઈ શયનાદિક્રિયા કરવી તે 'પ્રેક્ષ્ય-સયમ'

પ્રવચનકથિતક્રિયામા શિથિલ બનનાર સાધુઆદિને પ્રવચનવિહિત અનુષ્ઠાનોમા પ્રેરણા-પ્રવર્તન કરવુ 'ઉપેક્ષ્યસયમ' અથવા પાપવ્યાપારને કરનાર ગૃહસ્થોને પાપવ્યાપારોમા પ્રેરણા નહીં કરવી તે 'ઉપેક્ષ્યસયમ' કહેવાય છે (૨૧+૬૬૦)

चरणानुपकारकवस्तुनिग्रहो विधिना च प्राणिससक्त भक्तपानादिव्यरित्यजनमपहृत्यसयम । दृष्टिदृष्टस्थण्डिलवस्त्रादीना विशिष्टप्रदेशगमने रजोऽवगुण्ठितपदादीनाञ्च रजोहरणादिना प्रमार्जन प्रमृज्यसयम' ॥२२॥

અર્થ —સયમમા અનુપયોગી (વસ્ત્રપાત્રઆદિથી ભિન્ન) વસ્તુઓનો ત્યાગ અને પ્રાણિસસક્ત અન્નપાનઆદિનો વિધિપ્રમાણે-શાસ્ત્રકથિતવિધિથી જન્તુ વગરની જગ્યામા પરઠવવારૂપ ત્યાગ 'અપહૃત્યસયમ' કહેવાય છે આંખથી પહેલા જોઈ સ્થ ડિલ-વસ્ત્ર-પાત્ર આદિનુ પ્રમાર્જન કરવુ, વિશિષ્ટ પ્રદેશ ગમનમા-સચિત્ત મિશ્ર રજથી ખરડાયેલ પગઆદિનુ

રજોહરણ આદિથી પ્રમાર્જન કરવું 'પ્રમૃજ્યસંયમ' કહેવાય છે[13]
(૨૨+૬૬૧)

धावनादिदुष्टक्रियानिवृत्तिशुभक्रियाप्रवृत्त्युभयरूपं कायसंयम। हिंस्रपरुषादिनिवृत्तिशुभवाक्प्रवृत्त्युभयरूपो वाक्संयमः। अभिद्रोहादिनिवृत्तिपूर्वकधर्मध्यानादिवृत्तिर्मनःसंयम। पुस्तकादजीवसंयमउपकरणसंयम ॥२३॥

અર્થઃ—કાયસંયમ=ધાવન (દોડવું) આદિદુષ્ટક્રિયાઓથી નિવૃત્તિરૂપ અને ધર્મસાધનભૂત—ગમન આગમન આદિ આવશ્યક શુભક્રિયાઓમા ઉપયોગપૂર્વક પ્રવૃત્તિરૂપ 'કાયસંયમ'[14] કહેવાય છે

વાક્‌સંયમ=હિંસક-કઠોર આદિ અશુભવચનથી નિવૃત્તિરૂપ અને સૂત્રમાર્ગાનુસારી—પરિહિતકારી શુભવચન પ્રવૃત્તિરૂપ 'વાક્‌સંયમ'[15] કહેવાય છે

મન સંયમ=આર્ત્ત, રૌદ્રધ્યાન-અભિદ્રોહ આદિની નિવૃત્તિપૂર્વક ધર્મધ્યાનાદિમા પ્રવૃત્તિરૂપ 'મન સંયમ'[16] કહેવાય છે

'ઉપકરણસંયમ'=અચતનશિષ્યજનના અનુગ્રહ માટે અજીવરૂપ પુસ્તક આદિનુ પ્રતિલેખના પ્રમાર્જનાપૂર્વક યતનાથી ધારણ કરવું 'ઉપકરણસંયમ'[17] જેનુ બીજુ નામ 'અજીવસંયમ' કહેવાય છે (૨૩+૬૬૨)

शास्त्रोदितविधिना गौरवजनकक्रियानुष्ठानप्रवृत्तिर्वैयावृ

स्यम् । तत्रा चार्योपाध्यायतपस्विशैक्षग्लानगणकुलसङ्घसाधु समनोज्ञसम्बन्धित्वाद्दशविधम् ॥२४॥

અર્થ —વૈયાવૃત્ય—આગમોમાં કહેલવિધિપૂર્વક, ભાવતીર્થકર નામકર્મ બંધજનકરૂપ ગૌરવજનકક્રિયાનુષ્ઠાનમાં પ્રવૃત્તિ 'વૈયાવૃત્ય' કહેવાય છે. તે વૈયાવૃત્ય આચાર્ય-ઉપાધ્યાય-તપસ્વિ-શૈક્ષક-ગ્લાન-ગણ-કુલ-સંઘ-સાધુ-સમનોજ્ઞ ભેદથી દશપ્રકારનું છે (૨૪+૬૬૩)

ज्ञानाद्याचारे प्रधान आचार्य । स पञ्चविध प्रव्राजको दिगाचार्य श्रुतोद्देष्टा श्रुतसमुद्देष्टाऽऽम्नायार्थवाचकश्चेति ॥२५॥

અર્થ —આચાર્ય-જ્ઞાનાચાર-દર્શનાચાર-ચારિત્રાચાર-તપાચાર-વીર્યાચાર રૂપ પાંચ આચારોમાં પ્રધાન (પોતે કરનાર બોલનાર-બનલાવનાર કોઈ પ્રધાન) 'આચાર્ય' કહેવાય છે. તે આચાર્ય પ્રવ્રાજક-દિગાચાર્ય-શ્રુતોદ્દેષ્ટા-શ્રુતસમુદ્દેષ્ટા-આમ્નાયાર્થવાચકભેદથી પાંચ પ્રકારના છે (૨૫+૬૬૪)

सामायिकादिव्रतारोपयिता प्रव्राजक । सचित्ताचित्तमिश्रवस्त्वनुज्ञायी दिगाचार्य । प्रथमत आगमोपदेष्टा श्रुतोद्देष्टा । तदिष्टगुर्वाद्यभावे स्थिरपरिचितकारयितत्वेन सम्यग्धारणानुप्रवचनेन च तस्यैवागमस्य समुद्देष्टा अनुज्ञाता वा श्रुतसमुद्देष्टा । आम्नायस्योत्सर्गापवादात्मकार्थप्रवक्ता आम्नायार्थवाचक ॥२६॥

અર્થ—પ્રવ્રાજક આચાર્ય—સામાયિક આદિવ્રતનુ આરોપણ કરનાર 'પ્રવ્રાજક આચાર્ય' કહેવાય છે

દિગાચાર્ય—સચિત—અચિત્ત-મિશ્રવસ્તુને જણાવનાર (અનુજ્ઞાતા) અથવા ગુરુએ આદેશ આપેલ દિશાઓમાં રહે નાર સાધુઓની સારણાઆદિ કરનારાઓ પણ દિગાચાર્યો કહે વાય છે

શ્રુતોદ્દેષ્ટા-પ્રથમથી આગમનો ઉપદેશ આપનાર ' શ્રુતો દેષ્ટા કહેવાય છે

શ્રુતસમુદ્દેષ્ટા-પૂર્વ આગમનો ઉપદેશ આપનારરૂપ પૂર્વો-દિષ્ટ ગુરુઆદિના અભાવમાં ઉદ્દિષ્ટ (પહેલા ઉપદેશ આપેલ સૂત્ર અર્થ ) ને સ્થિર-પરિચિત કરો ! સારી રીતે ધારણા કરી શકો ! બીજાઓને જણાવો (ભણાવો) આ પ્રમાણે સ્થિર પરિચિત કરાવનારા હોઈ સમ્યગ્ ધારણાના અનુશાસક હોઈ તેજ આગમના સમુદ્દેષ્ટા અથવા અનુજ્ઞાદાતા ' શ્રુત સમુદ્દેષ્ટા ' કહેવાય છે

આમ્નાયાર્થવાચક-આગમરૂપ આમ્નાયના ઉત્સર્ગ અપવાદ રૂપ અર્થના ઉપદેશક 'આમ્નાયાર્થવાચક' કહેવાય છે (૨૬+૬૬૫)

आचारविषयविनयस्य स्वाध्यायस्य वाऽऽचार्यानुज्ञया साधूनामुपदेशक उपाध्याय ॥२७॥

અર્થ —ઉપાધ્યાય—પાચપ્રકારના આચારવિષયક વિન યનો અથવા વાચનાઆદિ પાચપ્રકારના સ્વાધ્યાયનો આચા

य नी आज्ञाथी साधुवर्गने उपदेश आपनार भणावनार सूत्रनी अपेक्षाए जिनवचन भणावनार 'उपाध्याय' कहेवाय छे (२७+६६६)

किञ्चिदूनषण्मासा तोग्रतपोऽनुष्ठाता तपस्वी । अमारो पितविवित्तव्रतुहिशक्षायोग्यश्शैक्षक ॥२८॥

अर्थ—'तपस्वि' काइक न्यून छ महीना सुधीनो उग्रतप करनार 'तपस्वि' कहेवाय छे

'शैक्षक'-जेने दोषवगरना व्रतनु आरोपण करवामा नथी आवेल ते शिक्षायोग्य-नवदीक्षित 'शैक्षक' कहेवाय छे (२८+६६७)

अपटुर्व्याध्याक्रान्तो मुनिर्ग्लान ॥२९॥

अर्थ—'ग्लान'-भिक्षाआदि करवा असमर्थ, ज्वर-आदि व्याधिवाळो मुनि 'ग्लान' कहेवाय छे (२९+६६७)

श्रुतस्थविरपरम्परानुयायी गणः । एकजातीयानेकगच्छ समूह कुलम् ॥३०॥

अर्थ—'गण'-श्रुतस्थविर (त्रीजा चोथा अगने धारण करनार-आगमवृद्ध) साधुनी परपरानो अनुयायी 'गण' कहेवाय छे अथवा कुलनो समुदाय 'गण' कहेवाय छे जेमके कौटिक गण आदि

'कुल'=एक जातिना अनेकगच्छ (साधु समुदाय) नो समूह 'कुल' कहेवाय छे जेमके, चान्द्रकुल आदि (३०+६६८)

ज्ञानदर्शनचरणगुणवान् श्रमणादि सङ्घ ॥३१॥

અર્થ—સંઘ-જ્ઞાન-દર્શન-ચારિત્રરૂપ ગુણવત શ્રમણ પ્રધાન ચતુર્વિધ (સાધુ-સાધ્વી-શ્રાવક-શ્રાવિકારૂપ ચારપ્રકારનો 'સંઘ' કહેવાય છે (૩૧+૬૬૯)

ज्ञानादिपौरुषेयशक्तिभिर्मोक्षसाधक साधु ॥३२॥

અર્થ—સાધુ-જ્ઞાન, દર્શન, ચારિત્રમા પરાક્રમરૂપ શક્તિ ફોરવનારો મોક્ષની સાધના કરનારો સાધુ કહેવાય છે (૩૨+૬૭૦)

एकसामाचारीसमाचरणपरस्साधु' समनोज्ञ' ॥३३॥

અર્થ—સમનોજ્ઞ-એક સામાચારી (શિષ્ટઆચરિત ક્રિયાકલાપ)મા વર્તનાર સાધુ 'સમનોજ્ઞ' કહેવાય છે (૩૩+૬૭૧)

वसतिकथानिषद्येन्द्रियकुड्यान्तरपूर्वक्रीडितप्रणीतातिमात्रा-ऽऽहारभूषणगुप्तिभेदेन ब्रह्मचर्यगुप्तिर्नवधा ॥३४॥

અર્થ—વસતિગુપ્તિ-કથાગુપ્તિ-નિષદ્યાગુપ્તિ-કુડ્યાન્તર ગુપ્તિ-પૂર્વક્રીડિતગુપ્તિ-પ્રણીતગુપ્તિ-અતિમાત્રાહારગુપ્તિ ભૂષણગુપ્તિના ભેદથી બ્રહ્મચર્ય (ચતુર્થવ્રત)ની ગુપ્તિ, (રક્ષાપ્રકાર) નવ પ્રકારની છે (૩૪+૬૭૨)

स्त्रीषण्ढादिवासस्थानवर्जन वसतिगुप्ति ॥३५॥

અર્થ—વસતિગુપ્તિ-સ્રી, નપુંસક આદિના વાસવાળા

સ્થાનનો ત્યાગ 'વસતિગુપ્તિ' કહેવાય છે (૩૫+૬૭૩)

रागानुबन्धिस्त्रीसल्लापचरित्रवर्णनपरित्याग. कथागुप्ति ॥३६॥

અર્થ —'કથાગુપ્તિ' એકલી સ્ત્રીઓની સાથે અથવા સ્ત્રી સંબંધી, રાગાનુબંધી, સંલાપ-ચરિત્રવર્ણનરૂપ કથાનો ત્યાગ 'કથાગુપ્તિ' કહેવાય છે (૩૬+૬૭૪)

स्त्र्यासनपरिवर्जनं निषद्यागुप्ति ॥३७॥

અર્થ —સ્ત્રી સંબંધી આસન (બેસવાની જગ્યામાં) અર્થાત્ સ્ત્રીની સાથે એક આસનમાં અથવા જ્યાં બેસી હોય ત્યાં ઉઠી ગયા બાદ એક મુહૂર્ત સુધી નહીં બેસવારૂપ ત્યાગ 'નિષદ્યાગુપ્તિ' કહેવાય છે (૩૭+૬૭૫)

रागप्रयुक्तस्त्र्यङ्गोपाङ्गविलोकनत्यजनमिन्द्रियगुप्ति । एककुड्यान्तरितमैथुनशब्दश्रवण स्थानपरित्याग कुड्या तर-गुप्ति. ॥३८॥

અર્થ —રાગપૂર્વક સ્ત્રીઓના અંગોપાંગોના નિરીક્ષણનો ત્યાગ 'ઇન્દ્રિયગુપ્તિ'

એક ભીંતથી અંતરિત સ્થાનનો અર્થાત્ જે સ્થાનમાં મૈથુન કાલજન્ય શબ્દ શ્રવણ થાય છે એવા સ્થાનનો ત્યાગ' 'કુડયાતર' ગુપ્તિ કહેવાય છે (૩૮+૬૭૬)

प्रावननक्रीडास्मरणर्वर्ज्य पूर्वक्रीडितगुप्ति. । अतिस्नि

ग्मपुराद्याहारपरिहारः प्रणीतगुप्तिः ॥३९॥

અર્થ—પહેલા ગૃહસ્થાવસ્થાકાલમા સ્રીસાથે કરેલવિષયા નુભવરૂપ ક્રીડાના સ્મરણનો અભાવ 'પૂર્વક્રીડિતગુપ્તિ' કહેવાય છે અત્યતસ્નિગ્ધ (ચીકણુ) મીઠાઆહાર આદિનો પરિહાર 'પ્રણીતગુપ્તિ' કહેવાય છે (૩૯+૬૭૭)

मानाधिक्याऽऽहारपरिवर्जनमतिमात्राहारगुप्ति । स्नान विलेपनादिशरीरशुश्रूषावर्जन भूषणगुप्तिः ॥४०॥

અર્થ—પ્રમાણથી અધિકઆહારનો ત્યાગ 'અતિમાત્રાહારગુપ્તિ' સ્નાનવિલેપન આદિ રૂપ શરીરશુશ્રૂષા-ભૂષા-સત્કારનો ત્યાગ 'ભૂષણગુપ્તિ' કહેવાય છે (૪૦+૬૭૮)

ज्ञानदर्शनचरणभेदतो ज्ञानादि त्रिविधम् । कर्मक्षयोपशममनुत्यावबोधतद्धेतु द्वादशाङ्गान्यतरत् ज्ञानम् । तत्त्वश्रद्धान दर्शनम् । पापव्यापारेभ्यो ज्ञानश्रद्धानपूर्वकविरतिश्चरणम् ॥४१॥

ज्ञानादित्रयनु निरूपण—

અર્થઃ—જ્ઞાન-દર્શન-ચારિત્ર ભેદથી જ્ઞાનાદિ, ત્રણપ્રકારના છે જ્ઞાન—તે તે જ્ઞાનાવરણભૂત કર્મના ક્ષયોપશમજન્ય જ્ઞાન અને તે જ્ઞાનમા હેતુભૂત દ્વાદશઅગો (આચારાગ આદિ બાર અગો) રૂપી શ્રુત 'જ્ઞાન' કહેવાય છે

દર્શન-દર્શનમોહનીય ક્ષય આદિજન્ય જિનોક્તતત્ત્વશ્રદ્ધાનરૂપ આત્મપરિણામવિશેષ 'દર્શન' કહેવાય છે

ચારિત્ર-પાપરૂપ વ્યાપારોથી જ્ઞાનશ્રદ્ધાપૂર્વક અટકવું વિરતિ 'ચરણ' કહેવાય છે (૪૦+૬૭૯)

बाह्याभ्यन्तरभेदेन द्वादशविधानि तपांसि पूर्वमेवोक्तानि ॥४१॥

અર્થ —બાહ્ય છ અને અભ્યંતર છ ભેદથી બાર પ્રકારનો 'તપ' કહેવાય છે નિર્જરાનિરૂપણમાં જેનું વર્ણન પૂર્વે કરી દીધેલ છે (૪૧+૬૮૦)

उदीर्णक्रोधादिचतुष्टयनिग्रहः क्रोधनिग्रहः ॥४२॥

इति चरणनिरूपणम्।

અર્થ – ઉદયમાં આવેલ ક્રોધ-માન-માયા-લોભરૂપ ક્રોધ આદિ ચારનો નિગ્રહ તે ક્ષમાદિચાર 'ક્રોધ' નિગ્રહ કહેવાય છે (૪૦+૬૮૧)

ઇતિ ચરણનિરૂપણનામક પ્રથમકિરણ



## करणनिरूपणनामकः द्वितीयः किरणः

पिण्डविशुद्धिसमितिभावनाप्रतिमेन्द्रियनिरोधप्रतिलेखनागुप्त्यभिग्रहभेदेनाष्टविधमपि करणमवान्तरभेदात्सप्ततिविधम् ॥१॥

અર્થ —પિંડવિશુદ્ધિ-સમિતિ-ભાવના-પ્રતિમા-ઇન્દ્રિયનિરોધ-પ્રતિલેખના-ગુપ્તિ-અભિગ્રહના ભેદથી આઠ પ્રકારનું હોવા છતાં કરણ, અવાતરભેદથી (૭૦) સીત્તેર પ્રકારનું છે (૧+૬૮૨)

सवद्दोषरहिताऽऽहारोपाश्रयवस्त्रपात्रपरिग्रहादिमत्त्वात्तस्त पिण्डविशुद्धय ॥२॥

અર્થ —સર્વદોષરહિત આહાર, ઉપાશ્રય (શય્યા) વસ્ત્ર પાત્રોના ગ્રહણરૂપ ચાર, પિંડવિશુદ્ધિ કહેવાય છે (૨+૬૮૩)

साम्याचरणे शास्त्रोदितविधिना सम्यक् प्रवृत्तिस्समितिः, सा चेर्यादिरूपा पञ्चविधा पूर्वमेवोक्ता वेदितव्या ॥३॥

અર્થ —સાધુયોગ્ય આચારમા જિનેન્દ્રપ્રવચનના અનુસારે પ્રશસ્ત પ્રવૃત્તિ 'સમિતિ' કહેવાય છે

તે ઇર્યા આદિરૂપે પાચપ્રકારની પૂર્વે કહેલ જાણવી (૩+૬૮૪)

धर्मार्थे चित्तस्थिरीकरणहेतुर्विचारो भावना । द्वादशविधा सा चेत्थम् ॥४॥

અર્થ —જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ વૈરાગ્ય આદિરૂપ ધર્મના વિષે ચિત્તની સ્થિરતા માટે જે વિચાર તે 'ભાવના' કહેવાય છે તે ભાવના બાર પ્રકારની છે તે આ પ્રમાણે છે (૪+૬૮૫)

बाह्याभ्य न्तरनिखिलपदार्थेष्वनित्यत्वचि न्तनमनि यभावना अनया चैषा सयोग आसक्तिर्वियोगे च दु खमपि पुरुष स्य न स्यात् ॥५॥

અર્થ —શય્યાવિગેરે બ હ્ય, જીવપ્રદેશોથી વ્યાપ્ત શરીર દ્રવ્ય આભ્યતરરૂપ સકલપદાર્થોમા–અનિત્યપ્રકૃતિક સકલપદા ર્થોમા અનિત્યતાનુ ચિંતન 'અનિત્યભાવના' કહેવાય છે

આ ભાવનાથી પ્રાણપ્રિય પદાર્થોના સ યોગમા આસક્તિ અથવા પ્રાણપ્રિય પદાર્થોના વિયોગમા શારીરિક માનસિક દુ ખ પણ ભાવનાશીલ આત્માને ન થાય જ, પરતુ તૃષ્ણાના ક્ષયથી મમતાનો અભાવ થાય (૫+૬૮૬)

जन्मजरामरणादिजन्यदु खपरिवेष्टितस्य जन्तोस्संसारे

यत्रापि अर्हच्छासनातिरिक्त क्वचिदपि शरण न विद्यते इति भावनाऽशरणभावना । एव भावयतस्सांसारिकेषु भावेषु वैराग्यं समुत्पद्येत ॥६॥

અર્થ —જન્મ, જરા, મરણઆદિજન્ય દુ ખોથી ઘેરાયેલા પ્રાણીને સ સારમા કોઈ પણ જગ્યાએ પણ જૈનશાસન શિવાય કોઈપણ શરણ (ભયનાશક સ્થાન-રક્ષણહાર) છે જ નહીં આવો વિચાર 'અશરણભાવના' કહેવાય છે

આની વિચારસરણીવાળાને સાસારિક પદાર્થો પ્રતિ પ્રીતિનો અભાવ થવાથી વૈરાગ્યનો લાભ થાય છે (૬+૬૮૭)

ससारे बम्भ्रम्यमाणाना जनानां सर्वे एव स्वजना परजनाश्चेति विचारस्ससारभावना । एव विचारयतः केष्वपि ममत्वाभावान्निर्विण्णस्य ससारपरिहाराय यत्न उदीयात् ॥७॥

અર્થ —ચારગતિરૂપસ સારચક્રમા ખુબ ખુબ વારવાર ભમનારા જીવોને સઘળા જીવોજ કદાચિત્ (સ બ ધી) સ્વ જન છે અને કદાચિત્ (અસ બ ધી) પરજન છે આવો વિચાર 'સ સારભાવના' કહેવાય છે

આવા વિચારક આત્માને દુ ખફલક નાનાવિધ યોનિભ્રમ ણના ભયથી ક્યાય મમતા નહીં હોવાથી ભવનિર્વેદ થાય છે અને સ સારત્યાગનો પુરુષાર્થ ઉદયમા આવે છે (૭+૬૮૮)

एक एवाहं जाये म्रिये न मे कश्चिदात्मीय परो वा नवा कश्चि मदीय दु खान्यपहर्त्तु प्रभवतीत्येव चिंचि तनमेक त्वभावना। अनया च निसङ्गता यायात् ॥ ८ ॥

અર્થઃ— એકલો જ હુ જન્મ ધારણ કરૂ છુ અને એકલો જ હું મરણ પામુ છુ, હુ કોઇનો નથી અને કોઈ મારો નથી અને કોઇ બીજો મારા દુ ખ-અનિષ્ટનો વિનાશ કરવા સમર્થ નથી આવું ચિંતન 'એકત્વભાવના' કહેવાય છે

આ 'ભાવનાથી' નિ સ ગતા (પોતાના શરીરમા પણ સ્નેહનો અભાવ) પ્રાપ્ત થાય છે અને મોક્ષ માટે પ્રયત્ન થાય છે (૮+૧૮૯)

वैधर्म्येण शरीरमिन्नतयाऽऽत्मानुचिन्तनमन्यत्वभावना। अनया च देहात्माभिमाननिवृत्तिर्जायेत ॥ ९ ॥

અર્થ — વિરુદ્ધ ધર્મો દ્વારા શરીરથી આત્મા, ભિન્ન (અલગ) છે અર્થાત્ શરીર, ઇન્દ્રિય ગ્રાહ્ય છે જ્યારે હુ અતી ન્દ્રિય છુ શરીર અનિત્ય છે જ્યારે હું નિત્ય છુ, શરીર, આદિ અન્તવાળુ છે હુ અનાદિ અન ત છુ સ સારમા ભમતા મે અન તશરીરો પ્રાપ્ત કર્યા ને તજ્યા જ્યારે હુ તો તેનો તેજ શરીરોથી જુદો છુ, બદલાતો નથી, વિગેરે વિરૂદ્ધ પ્રકૃતિઓથી પોતાનુ (આત્માનુ) ભિન્નત્વચિ તન 'અનિત્યભાવના' કહેવાય છે (૯+૧૯૦)

अशुचिमयः कायोऽशुचिहेतुकोऽशुचिस्पन्दी चेति विचारोऽशुचिभावना। एतया च शरीरविषये निर्ममत्व स्यात् ॥१०॥

અર્થ — અશુચિપદાર્થોની પ્રચુરતાવાળો, અશુચિપદાર્થ જ ય જેમાથી અશુચિપદાર્થો નીકળે છે એવી કાયા છે આવો વિચાર 'અશુચિભાવના' કહેવાય છે આ ભાવનાથી શરીરના વિષયમા નિર્મમતાનો ઉદય થાય છે (૧૦+૬૯૧)

इन्द्रियाद्याश्रवद्वारा कर्मागमनचिन्तनमाश्रवभावना। अनया चाश्रवनिरोधाय यतेत ॥ ११ ॥

અર્થ — અશુભ કર્મના આગમનના દ્વારભૂત ઇન્દ્રિય આદિ આશ્રવો, જીવનો અપકાર કરનારા છે આવું ચિંતન 'આશ્રવ ભાવના' કહેવાય છે

આ ભાવનાથી આશ્રવના નિરોધ માટે પ્રયત્ન કરનાર જીવ બને છે અર્થાત્ ઇન્દ્રિયોના વિષયોથી મન હટી જવાથી અનર્થ પરપરાજનક આશ્રવપ્રવાહ બધ પડી જાય છે (૧૧+૬૯૨)

आश्रवदोषास्सर्व पापोपार्जननिरोधपटिष्ठसवरवन्तो नैव स्पृशतीति विलोकन सवरभावना। अनया च सवराय यतेत ॥ १२ ॥

અર્થ — સઘળા આશ્રવદોષો, પાપોના ઉપાર્જનના નિરોધમા સમર્થ સવરવાળા આત્માને અડકતા નથી આવો વિચાર 'સવરભાવના' કહેવાય છે

આ ભાવનાથી સવરમાટે જીવ, પ્રયત્ન કરે છે (૧૨+૬૯૩)

नरकादिषु कर्मफलविपाकोदयोऽबुद्धिपूर्वकस्तप परीषहादिकृतश्च कुशलमूल इति विभावन निर्जराभावना। अनया च कर्मपरिक्षयाय यतेत ॥ १३ ॥

**અર્થ** — નરક આદિમા બુદ્ધિ (ઇચ્છા) વગરનો કર્મના ફલ રૂપ વિપાકોદય (અનુભવ) સસારનો અનુબંધી હોઇ પાપ રૂપ છે અને તપથી અને પરીષહજય આદિથી બુદ્ધિ (ઇચ્છા) પૂર્વક કરેલો કર્મના ફલરૂપ વિપાકોદય, શુભનો અનુબધી હેઇ સસારનો અનનુબધી હોઇ કુશલમૂલક હોઇ ઉપકારક છે આવો વિચાર 'નિર્જરાભાવના' કહેવાય છે

કર્મના પરિક્ષય માટે-તપ વિગેરેથી વધતી નિર્જરાથી મોહઆદિરૂપ કર્મોના વિનાશ માટે, જીવ, પ્રયત્નશીલ બને છે (૧૩+૬૯૪)

पञ्चास्तिकायरूपानेकपरिणाम्युत्पादव्ययध्रौव्यात्मको लोको विचित्रस्वभाव इति विचारणा लोकभावना। एतया च निर्ममत्वमुदीयात् ॥ १४ ॥

**અર્થ** — પચાસ્તિકાય રૂપ, નાનાવિધ પરિણામવાળો, ઉત્પાદ, વ્યય ધ્રૌવ્યઆત્મક, લોક, વિચિત્ર સ્વભાવવાળો છે આવી વિચારણા 'લોકભાવના' કહેવાય છે

આ ભાવનાથી આવા લોકમાં કોઇ પણ જગ્યાએ શાશ્વત કાલ સુધી રહેવાનું નહી હોવાથી રાગનો અભાવ થવાથી સસારવિષયક મમતાનો અભાવ થાય છે તથા તત્ત્વજ્ઞાનની વિશુદ્ધિ થાય છે અને અવશ્ય મોક્ષ માટે મનોવૃત્તિ થાય છે (૧૪+૬૯૫)

तत्रालोकभिन्न कवलिनाऽवलोक्यमानो लोक , स च पञ्चास्तिकायात्मक. कटिन्यस्तहस्तयुग्मवैशाखसस्थानसस्थित

वाग्नराकृतिरुत्पत्तिस्थितिव्ययात्मकश्चतुर्दशरज्जुपरिमाण ऊर्ध्वाधस्तिर्यग्भेदाभिन्नः ॥ १५ ॥

અર્થ — વળી તે લોકભાવનામા, કેવળી ભગવાનથી દેખાતો આ સઘળો લોક, જીવ અજીવરૂપ, કેડમા બે હાથની સ્થાપના કરી, વૈશાખ સંસ્થાનની માફક બે પગ પહોળા કરનાર પુરુષની આકૃતિ જેવી આકૃતિવાળો, ઉત્પત્તિ, સ્થિતિ, વ્યયસ્વભાવવાળા પદાર્થોથી પરિપૂર્ણ ચતુર્દશ રજ્જુ પરિમાણવાળો ઉર્ધ્વલોક, અધોલોક, તિર્યંગ્ લોકરૂપ ત્રણ ભેદવાળો છે (૧૫+૬૯૬)

असंख्येययोजनकोटाकोटिप्रमाणा रज्जु ॥ १६ ॥

અર્થ — અસંખ્યાત યોજનોની કોટાકોટી (કોટીને કોટી ગણતા જે સંખ્યા લબ્ધ થાય તે) પ્રમાણ 'રજ્જુ' કહેવાય છે (૧૬+૬૯૭)

तत्र रुचकादधो नवशतयोजनान्युल्लङ्घ्य साधिकसप्तरज्जुप्रमाणो लोकान्तावधिरधोमुखमल्लकाकृतिर्भवनपतिनारकनिवासयोग्योऽधोलोकः ॥ १७ ॥

અર્થ — તે લોકમા, રુચકથી નીચે (૯૦૦) નવસો યોજનોને ઉલ્લંઘી (નવસો જોજનરૂપ તિરછોલોક પછી) સાધિક સાત રજ્જુ પ્રમાણવાળો, લોકના અંત સુધીનો, અધોમુખવાળા શરાવલાના આકારવાળો, ભવનપતિ અને નારક જીવોના નિવાસ યોગ્ય 'અધોલોક' કહેવાય છે (૧૭+૬૯૮)

रुचकस्तु रत्नप्रभापरनामधर्मापृथिव्युपरितनक्षुल्लकप्रतर द्विक मेरुमध्यभागमध्ये उपर्यधोभावेन स्थितश्चतुरस्राकृतिराकाश-प्रदेशाष्टक । अयञ्च मध्यलोकस्य मध्य दिग्विदिग्व्यवहार-मूलञ्च ॥ १८ ॥

## રુચકનુ સ્વરૂપ

અર્થ— જેનુ બીજુ નામ રત્નપ્રભા છે એવી ઘર્મા નામની પૃથિવીના ઉપર રહેલ જે શેષ પ્રતરોની અપેક્ષાએ ક્ષુલ્લક (લઘુતર) રજ્જુ પ્રમાણુ આયામ વિષ્કમ્ભવાળા બે આકાશ પ્રદેશ પ્રતરો ઉચે નીચે છે તે બંનેનો મેરૂના મધ્યપ્રદેશમા મધ્ય (મધ્યભાગ) લબ્ધ થાય છે ત મધ્યમા ઉપરના પ્રતરના જે ચાર આકાશ પ્રદેશો તેમજ નીચેના પ્રતરના જે ચાર આકાશ પ્રદેશો એમ આઠ આકાશપ્રદેશોને શાસ્રમા 'રુચક સજ્ઞા' આપેલ છે આ આઠ પ્રદેશનો રુચક, સમસ્ત તિરછો લોકના મધ્યવર્તી છે ગાયના સ્તનના આકારે છે અને મેરૂથી છ દિશાઓના અને ચાર વિદિશાઓના મૂલરૂપ છે (૧૮+૧૯૯)

रत्नशर्करावालुकापङ्कधूमतमोमहातम प्रभापरपर्याया घर्मा-वशाशैलाञ्जनारिष्टामघामाघवन्यभिधानास्सप्तपृथिव्योऽधोऽध-पृथुतरा ॥ १९ ॥

## પૃથ્વીઓના ભેદથી અધોલોકનુ સ્વરૂપ

અર્થ —રત્નપ્રભા, શક રાપ્રભા, વાલુકાપ્રભા પ કપ્રભા, ધૂમ પ્રભા, તમ પ્રભા, મહાતમ પ્રભારૂપ બીજા નામવાળી ઘર્મા, વ શા,

શૈલા, અંજના, રિષ્ટા, મઘા, માઘવતી નામવાળી સાત પૃથ્વીઓ નીચે નીચે પૃથુતર ( મહત્તમ આયામ વિષ્કંભવાળી ) છે (૧૯–૭૦૦)

ताश्च प्रत्येकमनुक्रमतो घनोदधिघनवाततनुवाताकाशप्रतिष्ठाः घनोदध्यादिवलयिताश्च ॥ २० ॥

અર્થ — તે પ્રત્યેક પૃથ્વીઓ ક્રમસર અર્થાત સઘળી પૃથ્વીઓ ઘનોદધિના આધારે રહે છે ઘનોદધિ, ઘનવાતને આધારે છે ઘનવાત, તનુવાતના આધારે છે અને તનુવાત આકાશને આધારે છે આકાશ પોતાના આધારે છે બીજાના આધારે નથી કેમકે, સર્વદ્રવ્યોનો આધાર આકાશ છે

વળી તે પૃથ્વીઓ ઘનોદધિ આદિથી વલયાકારે વેષ્ટિત ( વીંટાયેલ ) છે (૨૦+૭૦૧)

एतस्मिन् लोके रत्नप्रभादिक्रमेणोत्कर्षेण एकत्रिसप्त-दशसप्तदशद्वाविंशतित्रयस्त्रिंशत्सागरोपमायुष्का जघन्यतो दश वर्षसहस्रैकत्रिसप्तदशसप्तदशद्वाविंशतिसागरोपमायुष्का । अन वरताशुभतरलेश्यापरिणामशरीरवेदनाविक्रिया अन्यो यो-दीरितदुःखा नारका वसन्ति ॥ २१ ॥

અર્થ — આ પૃથ્વી આદિરૂપ અધોલોકમાં રત્નપ્રભા આદિના ક્રમથી ઉત્કૃષ્ટ એક (૧) ત્રણ (૩) સાત (૭) દશ (૧૦) સપ્તદશ (૧૭) બાવીશ (૨૨) તેત્રીશ (૩૩) સાગરોપમના

આયુષ્યવાળા, જઘન્યથી દશ હજાર વર્ષ (૧૦૦૦૦ વર્ષ)
એક (૧) ત્રણ (૩) સાત (૭) દશ (૧૦) સત્તરશ (૧૭)
બાવીશ (૨૨) સાગરોપમના આયુષ્યવાળા, નિરંતર અશુભતર લેશ્યા, અશુભતર પુદ્ગલપરિણામ અશુભતરશરીર, (નિયમા હુંડક શરીર બીભત્સ શરીર) અશુભતર વેદના, અશુભતર વિક્રિયા (ક્રિયાનુ વિપરીત પરિણામ)વાળા, પરસ્પર ઉદીરિત (કૃત) દુખવાળા નારકો, નારકીજીવો વસે છે (૨૧-૭૦૨)

रत्नप्रमायाश्चाशीतिसहस्रोत्तरलक्षयोजनस्थूलाया योजनसहस्रमुपर्यधश्च विहायान्तर्मध्ये यतो दशसहस्रवर्षायुष्काणामुत्कृष्टत किञ्चिदधिकसागरोपमायुष्काणा भवनपतीना भवनानि वर्तन्ते । तत्रैव भागान्तरे रत्नप्रमीया नारका वसन्ति ॥२२॥

અર્થ — એક લાખ એશી હજાર (૧૮૦૦૦૦) યોજન સ્થૂલ એવી રત્નપ્રભા પૃથ્વીના ઉપરના અને નીચેના એક એક હજાર છોડીને મધ્યમા અર્થાત્ એક લાખ ઇઠયોતેર હજાર (૧૭૮૦૦૦) રૂપ મધ્યમા જઘન્યથી દશ હજાર (૧૦૦૦૦) વર્ષના આયુષ્ય વાળા અને ઉત્કૃષ્ટથી કાઈક અધિક એક સાગરોપમ આયુષ્ય વાળા ભવનપતિદેવોના ભવનો વર્તે છે

વળી ભવનપતિના આવાસો ઉત્તર અને દક્ષિણમા વિદ્યમાન હોઇ એ સિવાયના બીજા ભાગમા રત્નપ્રભાના નારકીઓ રહે છે અર્થાત્ રત્નપ્રભામા નારકોના તેર (૧૩) પ્રતરો છે અને ત્રીશ લાખ નરકાવાસો છે (૨૨+૭૦૩)

द्वात्रिंशदष्टाविंशतिविंशत्यष्टादशषोडशाष्टसहस्राधिकलक्ष
योजनबाहल्याश्शर्कराद्या । ष तु नारका एव वसन्ति
॥ २३ ॥

અર્થ — બત્રીશ હજાર (૩૨૦૦૦) અધિક લાખ યોજન, અઠ્ઠાવીશ હજાર (૨૮૦૦૦) અધિક લાખ યોજન, વીશ હજાર (૨૦૦૦૦) અધિક લાખ યોજન, અઢાર હજાર (૧૮૦૦૦) અધિક લાખ યોજન, સોળ હજાર (૧૬૦૦૦) અધિક લાખ યોજન, આઠ હજાર (૮૦૦૦) અધિક લાખ યોજન બાહલ્ય (પહોળાઇ) વાળી શર્કરાપ્રભા આદિ છ (૬) નારક પૃથ્વીઓ છે

આ છ નારક પૃથ્વીઓમા માત્ર નારકી જીવોજ વસે છે
(૨૩+૭૦૪)

उपरितनसहस्रयोजनस्योर्ध्वमधश्च योजनशतं मुक्त्वा मध्ये पिशाचाद्यष्टविधाना जघन्यतो दशसहस्रवर्षायुष्काणामुत्कृष्टत एकपल्योपमायुष्काणा व्यन्तराणा भवनानि सन्ति ॥ २४ ॥

અર્થ — રત્નપ્રભા પૃથ્વીના ઉપરના હજાર જોજનમાથી ઉપરના અને નીચેના સો (૧૦૦) સો જોજન છોડી અર્થાત્ મધ્યમા (૮૦૦) આઠસો જોજનમા પિશાચ આદિ આઠ પ્રકારના, જઘન્યથી દશ હજાર વર્ષના આયુષ્યવાળા અને ઉત્કૃષ્ટથી એક પલ્યોપમના આયુષ્યવાળા વ્યતરોના ભવનો છે (૨૪+૭૦૫)

ऊर्ध्वशतयोजनेषु चोपर्यधश्च दशयोजनानि विहाय मध्ये

અર્થ — જેનુ બીજુ નામ મધ્યલોક છે એવા તિર્ચ્છો લોકમા પૂર્વપૂર્વ ની અપેક્ષાએ દ્વિગુણ (બેગુણા) વિસ્તારવાળા, વલય (કંકણ)ની આકૃતિવાળા, અસખ્યાત, જબૂદ્વીપ જેની આદિમા અને અતે સ્વયભૂરમણ સમુદ્ર છે એવા દ્વીપ સમુદ્રો છે (૨૭+૭૦૮)

मध्ये लक्षयोजनपरिमाणस्य जम्बूद्वीपस्य नाभिरिव भूतल योजनसहस्रेणावगाहमानश्चत्वारिंशद्योजनचूलायुतो नवा तिन्नवतिसहस्रयोजनसमुच्छ्रायोऽधो दशयोजनसहस्र विस्तृत ऊर्ध्व च योजनसहस्रविस्तारो भद्रशालादिभिश्चतुर्भिर्वनै परि वृतो मेरुभूधर. काञ्चनमयो वर्तुलाकारो विलसति ॥ २८ ॥

અર્થ — લાખયોજનના પરિમાણવાળા જબૂદ્વીપના મધ્ય ભાગમા અર્થાત્ જેમ શરીરમા મધ્યભૂત નાભિ હોય છે તેમ મેરૂ પણ જબૂદ્વીપના મધ્યમા રહેલ છે આ મેરૂ, ભૂતલને અર્થાત્ પૃથ્વીની અદર હજાર યોજન પ્રમાણ અવગાહીને રહેલો છે ચાલીશ (૪૦) યોજન પ્રમાણ ચૂલિકા સહિત છે નવ્વાણું હજાર (૯૯૦૦૦) યોજન ઉચો, નીચે દશ હજાર (૧૦૦૦૦) યોજન વિષ્કભ આયામરૂપ વિસ્તારવાળો, ઉપર જ્યા ચૂલાનો ઉદ્દગમ થાય છે ત્યા વિષ્કભ આયામરૂપ હજાર યોજન વિસ્તારવાળો છે, ભદ્રશાલ-નદન, સૌમનસ-પાડુકરૂપ ચાર (૪) વનોથી પરિવરેલો, કાચનમય, કાચનસ્થાલની નાભિના જેવો વર્તુલ (ગોળ) આકારવાળો મેરૂપર્વત વર્તે છે-વિલસે છે (૨૮+૭૦૯)

जम्बूद्वीपे चोत्तरोत्तरक्रमेणोत्तरदिग्वर्त्तीनि क्षेत्रव्यवच्छेद कहिमव महाहिमवन्निषधनीलरुक्मिशिखरिवर्षधरपर्वताऽकृ कुतानि भारतहैमवतहरिविदेहरम्यकहैरण्यवतैरावतनामभाञ्जि सप्त क्षेत्राणि । एवमेव धातकीखण्डे पुष्करार्धे च द्विगुणानि क्षेत्राणि ॥ २९ ॥

## આવા જબૂદ્વીપમાં છ કુલ પર્વતોથી વિભક્ત સાતક્ષેત્રોનુ વર્ણન

અર્થ – જબૂદ્વીપમા ઉત્તર ઉત્તર ક્રમથી અર્થાત્ ભરતની ઉત્તરે હૈમવત, હૈમવત ક્ષેત્રની ઉત્તરે હરિક્ષેત્ર એમ ઉત્તર ઉત્તર ક્રમથી ઉત્તર દિશાવર્તી, ક્ષેત્ર વ્યવચ્છેદક ક્ષેત્રવિભાગની વ્યવસ્થા કરનાર (અર્થાત્ ભરત અને હૈમવત ક્ષેત્રની મધ્યમા રહેનાર હિમવત પર્વત, ભરત અને હૈમવતના વિભાગની વ્યવસ્થા કરે છે તેવી રીતે હૈમવત અને હરિવર્ષના મધ્યમા રહેનાર મહા હિમવત પર્વત હૈમવત અને હરિવર્ષનો વિભાજક છે આ પ્રમાણે કરેલો ક્ષેત્રવિભાગ છે આવી રીતે સર્વત્ર ઘટના કરવી

૧ ૨ ૩ ૪ ૫ ૬
હિમવાન મહાહિમવાન–નિષધ–નીલ–રુકિમ–શિખરિરૂપ વર્ષ ધર

૧ ૨ ૩ ૪ ૫
પર્વતોથી અલંકૃત–વિભક્ત, ભરત–હૈમવત હરિ–વિદેહ–રમ્યક્–

૬ ૭
હૈરણ્યવત–ઐરાવત નામવાળા સાત (૭) ક્ષેત્રો છે

આજ પ્રમાણે ધાતકીખંડમા અને પુષ્કરવરદ્વીપાર્ધમા જબૂદ્વીપ કરતા દ્વિગુણા (બેગુણા અર્થાત બે ભરત બે હૈમ–

વત-બે હરિવર્ષ આદિ) અર્થાત્ (૧૪) ચૌદ ચૌદ (૧૪) ક્ષેત્રો છે તથા (૧૨-બાર બાર) પર્વતો છે ૨૯+૭૧૦)

मेरुगिरेर्दक्षिणतो निषधस्योत्तरतो देवकुरवः, नीलपर्वं ताद्दक्षिणेन तदुत्तरेणोत्तरा कुरव, देवकुरूत्तरकुरुभ्योऽन्यत्र भरतैरावतविदेहा कर्मभूमय ॥ ३० ॥

અર્થ— મેરુપર્વતની દક્ષિણ બાજુએ અને નિષધપર્વતની ઉત્તર બાજુએ વિદેહ ક્ષેત્રમા દેવકુરુ ક્ષેત્ર છે અને નીલ પર્વતથી દક્ષિણ બાજુએ દેવકુરુથી ઉત્તર બાજુએ ઉત્તરકુરુ ક્ષેત્ર અર્થાત્ દેવકુરુ અને ઉત્તરકુરુને વર્જી (શિવાય) અર્થાત્ હેમવત પાચ, હરિવર્ષ પાચ, દેવકુરુ પાચ ઉત્તરકુરુ પાચ, રમ્યક્ પાચ, હૈરણ્યવત પાચ, એમ ત્રીશ (૩૦) અકર્મભૂમિઓ છે એ શિવાય પાચ ભરત, પાચ ઐરવત, પાચ મહાવિદેહ એમ પદર (૧૫) કર્મભૂમિઓ કહેવાય છે (૩૦+૭૧૧)

एव लवणोदकालोदपुष्करोदवरुणोदक्षीरोदघृतोदेक्षुवरोद न न्दीश्वरोदारुणवरोदादिभिः समुद्रैः क्रमेणान्तरिता जम्बूधा तकीखण्डपुष्करवरवरुणवरक्षीरवरघृतवरेक्षुवरनन्दीश्वरारुणवराद योऽसख्यातास्स्वयम्भूरमणपर्यन्ता द्वीपसमुद्रा परित एकरज्जु विष्कम्भे वर्त्तन्ते ॥ ३१ ॥

અર્થ— આ પ્રમાણે લવણોદધિ-કાલોદધિ-વરુણોદધિ-ક્ષીરોદધિ-ઘૃતોદધિ- ઇક્ષુવરોદધિ-નન્દીશ્વરોદધિ - અરુણવરોદધિ આદિ સમુદ્રોથી ક્રમથી અન્તરિત (આવૃત-પરિવૃત) જમ્બૂદ્વીપ-ધાતકીખડદ્વીપ-પુષ્કરવરદ્વીપ-વરુણવરદ્વીપ-ક્ષીરવરદ્વીપ-ઘતવર-

દ્વીપ-ઇક્ષુવરદ્વીપ-નન્દીશ્વરદ્વીપ-અરૂણવરદ્વીપ વિગેરે વિગેરે અસંખ્યાત સ્વયંભૂરમણ સુધીના દ્વીપસમુદ્રો ચારે બાજુથી એક રજ્જુવિષ્કંભમાં વર્તે છે અર્થાત ચારેબાજુથી વલયાકારે એક રજ્જુ વિસ્તૃત રત્નપ્રભાપીઠ ઉપર વર્તે છે (૩૧+૭૧૨)

तत्र पुष्करवरद्वीपार्धं यावत् मानुष क्षेत्रम् तत पर मनुष्य लोकपरिच्छेदक प्राकाराकारो मानुषोत्तरो नाम भूधरो वर्तते । नास्मात्परतो जन्ममरणे मनुष्याणां जायेते ॥ ३२ ॥

અર્થ — ત્યાં-પૂર્વોક્તદ્વીપો પૈકી પુષ્કરવરદ્વીપાર્ધ સુધી (અઢીદ્વીપ પ્રમાણ) આયામ વિષ્કંભની અપેક્ષાએ (૪૫) પીસ્તાલીશ લાખ જોજન પ્રમાણ મનુષ્ય ક્ષેત્ર છે

આ મનુષ્ય ક્ષેત્રમાં કર્મભૂમિના, અકર્મભૂમિના, અંતર દ્વીપના એમ ત્રણ પ્રકારના મનુષ્યો વસે છે અર્થાત્ જંબૂદ્વીપના સાત (૭) ક્ષેત્રો, ધાતકીખંડના ચૌદ (૧૪) ક્ષેત્રો પુષ્કરવરદ્વીપાર્ધના ચૌદ (૧૪) ક્ષેત્રો એમ પાત્રીશ (૩૫) ક્ષેત્રો-મનુષ્ય ક્ષેત્રો કહેવાય છે ત્યાર બાદ-પુષ્કરવરદ્વીપાર્ધ પછીથી મનુષ્ય ક્ષેત્રનો સીમા કરનારો પ્રાકાર (કીલ્લા)ના આકારે માનુષોત્તર નામનો પર્વત આવે છે અર્થાત્ મનુષ્યક્ષેત્ર પછી મનુષ્યોના જન્મ મરણો થતા નથી (૩૨+૭૧૩)

रुचकाभिधानसमतलादूर्ध्वं नवत्युत्तरसप्तशतयोजनान्तेऽनुक्रमेण जघन्यतोत्कृष्टत पल्योपमाष्टचतुर्थभागायुष्काणां तारकाणां विमानानि, तत उपरि दशयोजनेषु सहस्राधिकपल्योपमायुष्कसूर्यविमान, तदुपर्यशीतियोजनेषु लक्षाधिक-

पल्योपमायुष्कचन्द्रविमानव, ततोऽप्यूध्व विंशतियोजनेषु अर्धपल्यकपल्योपमायुष्काणा नक्षत्रग्रहाणां विमानानि ॥१३॥

અર્થ — મનુષ્ય નિવાસ યોગ્ય ક્ષેત્ર કથન બાદ જ્યોતિષી દેવ નિવાસ યોગ્ય પ્રદેશનુ કથનઃ

રુચકનામક સમતલથી ઉપર (૭-૦) સાતસો નેવું જોજનના અતે અનુક્રમે જઘન્યથી પલ્યોપમના આઠમા ભાગરૂપ આયુષ્ય વાળા અને ઉત્કૃષ્ટથી પલ્યોપમના ચોથા ભાગરૂપ આયુષ્યવાળા તારા રૂપ જ્યોતિષી દેવોના વિમાનો છે ત્યાથી ઉપર દશ જોજનોમા હજાર વર્ષ અધિક એક પલ્યોપમના આયુષ્યવાળા સૂર્યનું વિમાન છે તેનાથી ઉપરે એશી (૮૦) યોજનોમા લાખ વર્ષ અધિક એક પલ્યોપમના આયુષ્યવાળા ચન્દ્રનુ વિમાન છે તેનાથી ઉપરે વીશ (૨૦) જોજનોમા ઉત્કૃષ્ટથી અર્ધ પલ્યોપમના આયુષ્યવાળા નક્ષત્રોના તથા એક પલ્યોપમના આયુષ્યવાળા ગ્રહોના વિમાનો છે (૩૩+૭૧૪)

एवममी ज्योतिर्गणा एकविंशत्युत्तरैकादशशतयोजनदूरतो मेरु परिभ्रमति ॥ १४ ॥

અર્થ —વળી આ જ્યોતિષી વિમાનના સમૂહો (૧૧૨૧) અગ્યાર સો એકવીશ જોજન દૂરથી મેરુ પર્વતની ચારે બાજુ પ્રદક્ષિણાની પદ્ધતિથી ફરે છે ગતિ કરે છે (૩૪+૭૧૫)

ततश्चोर्ध्वं किञ्चिदूनसप्तरज्जुप्रमाण ऊर्ध्वीकृतमृदङ्गाकृति रूर्ध्वलोक तमूर्ध्वलोक क्षेत्रत उत्कृष्टशुभपरिणामोपेत. ॥१५॥

અર્થ — જ્યોતિષી વિમાનોથી ઉપર અર્થાત્ રુચકથી ઉંચે નવસો (૯૦૦) યોજન છોડીને ઉર્ધ્વલોકનો આરંભ થતો હોવાથી કાંઈક ન્યૂન સાત (૭) રજ્જુ પ્રમાણ વાળો, ઉંચા કરેલ મૃદંગની આકૃતિ જેવી આકૃતિવાળો, લોકના અંત સુધીનો, ક્ષેત્રની અપેક્ષાએ સ્વભાવથી ઉત્કૃષ્ટ શુભ પરિણામથી 'ઉર્ધ્વલોક' કહેવાય છે (૩૫+૭૧૬)

तत्र च कल्पोपपन्ना । कल्पातीताश्च वैमानिका देवा वसंति ॥ ३६ ॥

અર્થ — તે ઉર્ધ્વલોકમાં કલ્પોપપન્ન અને કલ્પાતીત એમ વૈમાનિક દેવો નિવાસ કરે છે (૩૬+૭૧૭)

सौधर्मेशानसनत्कुमारमाहेन्द्रब्रह्मलोकलान्तकमहाशुक्रसहस्रा-राऽऽनतप्राणताऽऽरणाच्युतभेदेन द्वादशविधानि कल्पोपपन्नदेवानां स्थानान्युपर्युपरि भवन्ति ॥ ३७ ॥

અર્થઃ— ^1^ સૌધર્મ ^2^ ઈશાન ^3^ સનત્કુમાર ^4^ માહેન્દ્ર ^5^ બ્રહ્મલોક ^6^ લાન્તક ^7^ મહાશુક્ર ^8^ સહસ્રાર ^9^ આનત ^10^ પ્રાણત ^11^ આરણ ^12^ અચ્યુતના ભેદથી બાર પ્રકારના, કલ્પોપપન્ન દેવોના સ્થાનો ઉપર ઉપર છે (૩૭+૭૧૮)

तत्र सौधर्मदेवस्योत्कृष्टतो द्विसागरोपममायु, ईशानस्य किञ्चिदधिकं द्विसागरोपमं सनत्कुमारस्य सप्तसागरोपमं माहेन्द्रस्य किञ्चिदधिकं तद्, अग्रिमाणाञ्च दशचतुर्दशसप्तदशा-

पुदशैकोनविंशतिविंशत्येकविंशतिद्वाविंशतिमागरोपमानि। जघन्यतस्सौधर्मस्य पल्योपम ईशानस्य किञ्चिदधिक पल्योपम, अग्रे तु यदधोऽधो देवानामुत्कृष्टमायुरुपरितनदेवाना तज्ज न्यम ॥ ३८ ॥

અર્થ — ત્યા સૌધર્મદેવનુ ઉત્કૃષ્ટથી બે સાગરોપમનુ આયુષ્ય છે, ઇશાનનુ કાઇક અધિક બે સાગરોપમનુ આયુષ્ય છે સનત્કુમારનુ સાત (૭) સાગરોપમનુ આયુષ્ય છે માહેન્દ્રનુ કાઇક અધિક સાત (૭) સાગરોપમનુ આયુષ્ય છે બ્રહ્મલોકસ્થનુ દશ (૧૦) સાગરોપમનુ લાન્તકસ્થનુ, ચૌદ (૧૪) સાગરોપમનુ મહાશુક્રસ્થનુ સત્તર (૧૭) સાગરોપમનુ, સહસ્રારસ્થનુ અઢાર (૧૮) સાગરોપમનુ, આનતસ્થનુ ઓગણીશ (૧૯) સાગરોપમનુ, પ્રાણતસ્થનુ વીશ (૨૦) સાગરોપમનુ, આરણસ્થનુ એકવીશ (૨૧) સાગરોપમનુ અચ્યુતસ્થનુ બાવીશ (૨૨) સાગરોપમનુ આયુષ્ય હોય છે જઘન્યથી સૌધર્મદેવનુ એક પલ્યોપમનુ ઇશાનસ્થનુ કાઇક અધિક પલ્યોપમનુ, ઉપર ઉપરના—આગળના સનત્કુમાર આદિ દેવોનુ નીચે નીચેના દેવોનુ જે ઉત્કૃષ્ટ આયુષ્ય છે તે જઘન્ય આયુષ્ય જાણવુ (૩૮+૭૧૯)

ततश्चोपर्युपरि त्रयोविंशतिसागरोपमादेकैकाधिकसागरोपमाधिकोत्कृष्टायुष्काणा तदधो दवोत्कृष्टजघन्यायुष्काणा देवाना सुदर्शनसुप्रतिबद्धमनोरमसर्वभद्रविशालसुमनसौमनसप्रीतिकरादित्यभेदतो लोकपुरुषस्य ग्रीवाप्रदेशस्थाः कण्ठाभरणभूता नव ग्रैवेयकाभिख्या स्थानविशेषास्सन्ति ॥ ३९ ॥

અર્થ— તે કલ્પના ઉપર (બાર દેવલોક રૂપ કલ્પથી ઉંચે) ઉપર ઉપર રહેલ, ક્રમસર ઉત્કૃષ્ટથી તેવીશ (૨૩) સાગરોપમ, એકએક અધિક (૨૪ ૨૫-૨૬-૨૭-૨૮-૨૯-૩૦-૩૧) સાગરોપમના આયુષ્યવાળા દેવની નીચે જે દેવ વર્તે છે તેનું જે ઉત્કૃષ્ટ આયુષ્ય, તે જ ઉપરના સ્થદેવનું જઘન્ય આયુષ્ય (૨૨-૨૩-૨૪-૨૫-૨૬-૨૭-૨૮-૨૯-૩૦) સાગરોપમના જઘન્ય આયુષ્યવાળા દેવોના, સુદર્શન સુપ્રતિબદ્ધ-મનોરમ-સર્વભદ્ર-વિશાલ-સુમનસ-સૌમનસ-પ્રીતિકર-આદિ યના ભેદથી લોકરૂપી પુરુષના (ગ્રીવા) ડોકના પ્રદેશમાં સ્થિત, કલ્પના આભરણ ભૂત નવ (૯) સંખ્યાવાળા, ગ્રૈવેયક નામના વિશિષ્ટ સ્થાનો છે (૯૬૪૫૭૦)

तत्रश्चोपरि पूर्वादिक्रमेण विजयवैजयन्तजयन्तापराजितानि विमानानि सन्ति, मध्ये च सर्वार्थसिद्धविमानम्। आद्यचतुर्विमानस्थानामुत्कृष्टतो द्वात्रिंशत्सागरोपमं जघन्यत एकत्रिंशत्सागरोपममायु । सर्वार्थसिद्धिस्थानान्तु जघन्याभावेनोत्कर्षेण त्रयस्त्रिंशत्सागरोपममायु आद्यस्थानद्वयं घनोदधिप्रतिष्ठं तदुपरि स्थानत्रयं वायुप्रतिष्ठं तदुपरिस्थानत्रयञ्च घनोदधिघनवातप्रतिष्ठं शेषाणि च शुद्धाकाशप्रतिष्ठानि ॥ ४० ॥

નવ ગ્રૈવેયક ઉપર—

અર્થ – પૂર્વ દિશામાં વિજય, દક્ષિણમાં વૈજયન્ત, ઉત્તરમાં જયન્ત પશ્ચિમમાં અપરાજિત નામના દેવોના

વિજયાદિ ચારના મધ્યમા સર્વાર્થ સિદ્ધ (દેવોનુ) વિમાન છે પ્રથમ ચાર વિમાનસ્થ દેવોનું ઉત્કૃષ્ટથી (૩૨) સાગરોપમનું આયુષ્ય અને જઘન્યથી (૩૧) એકત્રીશ સાગરોપમનુ આયુષ્ય છે સર્વાર્થ સિદ્ધ વિમાનસ્થ દેવોનુ જઘન્ય આયુષ્યનો અભાવ હોવાથી ઉત્કૃષ્ટથી તેત્રીશ (૩૩) સાગરોપમનુ આયુષ્ય છે

આ વિમાનોથી ઉપર કોઇ વિમાન નહી હોવાથી આ પાચ વિમાનો અનુત્તર વિમાનો' કહેવાય છે સૌધર્મ અને ઐશાન દેવલોકના વિમાનો ઘનોદધિના આધારે રહેલા છે સનત્કુમાર-માહેન્દ્ર-બ્રહ્મલોકના વિમાનો ઘનવાતના આધારે રહેલા છે લાન્તક-મહાશુક્ર-સહસ્રારદેવલોકના વિમાનો ઘનોદધિ ઘનવાતના આધારે રહેલા છે બાકીના આનત-પ્રાણત-આરણ-અચ્યુતના, નવગ્રૈવેયકના, અનુત્તર દેવલોકના વિમાનો આકાશના આધારે રહેલા છે કેમકે ગુરુ લઘુ ગુણવાળા છે (ઉર્ધ્વ-અધોગતિ સ્વભાવનો અભાવ હોવાથી) (૪૦+૭૨૧)

ग्रैवेयकेषु अनुत्तर च कल्पातीता देवा निवसन्ति ॥४१॥

અર્થ — ગ્રૈવેયકોમા અને અનુત્તરોમા કલ્પાતીત (સામાનિક આદિકલ્પનો અભાવ હોવાથી અહમિન્દ્રપણુ હોવાથી) દેવો રહે છે (૪૧+૭૨૨)

तत ऊर्ध्वं द्वादशयोजनात्पञ्चचत्वारिंशल्लक्षयोजनपरिमाणा मध्ये षाट्‌योजनबाहल्याऽन्ते मक्षिकापक्षवत्कृशतरोत्तानातपत्राकारेपत्प्राग्भाराभिधानाऽष्टमी स्वच्छस्फटिकरूपा सिद्ध शिलापराभिधाना पृथिवी ॥ ४२ ॥

અર્થ — અનુત્તરથી ઉચે બાર (૧૨) યોજન પછી (૪૫) લાખ યોજન પરિમાણ વાળી, મધ્યમા આઠ (૮) યોજન બહલ, (ઘટ) અતમાં માખની પાખ કરતા અતિ પાતળી, છતી કરેલ છત્રીના આકારના જેવી આકારવાળી, ઈષત્પ્રાગ્ભાર નામની સ્વચ્છ સ્ફટિક જેવા વર્ણવાળી, શ્વેત સુવર્ણમય, સિદ્ધશિલા જેનું બીજુ નામ છે એવી આઠમી પૃથિવી છે (૪૨+૭૨૩)

तत उर्ध्वं चतुर्थगव्यूतिषष्ठभागे आलोकान्त सिद्धाना निवास ॥ ४३ ॥

અર્થ — તે સિદ્ધશિલાના ઉપર એક યોજન સુધી લોક છે પછી અલોક છે, એટલે એક યોજનના નીચેના ત્રણ કોશ છોડી, બાકી રહેલ ચોથા કોશ ઉપરના છઠ્ઠા ભાગમાં અર્થાત્ *ધનુષ્યનો ત્રીજો ભાગ જેમા અધિક છે એવા (૩૩૩) ત્રણસો* તેત્રીશ ધનુષ્ય પ્રમાણ ભાગમા લોકના અતપર્યંત, સિદ્ધોનો નિવાસ છે (૪૩+૭૨૪)

तत्र रुचकात्सौधर्मेशानौ यावत्सार्धरज्जुस्तत आसन-त्कुमारमाहेन्द्रमेकरज्जुस्ततस्सहस्रार यावत्सार्धं रज्जुद्वय तस्मा दच्युत यावदेकरज्जुस्तत आलोकान्त किञ्चिदूनैका रज्जु. ॥ ४४ ॥

અર્થ — ચૌદ રજ્જુ પ્રમાણ લોકમા રુચકથી માડી સૌધર્મ ઈશાન સુધી (૧॥) દોઢ રજ્જુ થાય છે ત્યાથી સનત્કુમાર-માહેન્દ્ર સુધી એક રજ્જુ થાય છે ત્યાથી સહસ્રાર સુધી (૨॥) અઢી રજ્જુ થાય છે ત્યાથી અચ્યુત સુધી એક (૧)

रज्जु છે ત્યાંથી ઉર્ધ્વલોકના અંત સુધી કાંઈક ન્યૂન એક (૧) રજ્જુ છે (૪૪+૭૨૫)

अधोलोकान्ताद् ऊर्ध्वलोकान्तं चतुर्दशरज्जु परिमाणैक-रज्जुविस्तृता त्रसनिवासस्थानरूपा त्रसनाडिकाऽस्ति, अस्या बहिरेकेन्द्रिया एव निवसन्तीति ॥ ४५ ॥

અર્થ — અધોલોકના અંતથી માંડી ઉર્ધ્વલોકના અંત સુધી ચૌદ (૧૪) રજ્જુ પરિમાણ વાળી, એક રજ્જુ વિસ્તૃત, ત્રસજીવોના નિવાસ સ્થાન રૂપ ત્રસનાડિકા' છે આ ત્રસનાડિકાની બહાર માત્ર એકેન્દ્રિય જીવો જ રહે છે (૪૫+૭૨૬)

नरकादिषु मुहुर्मुहु परिभ्रमतो मिथ्यादर्शनाद्युपहतचेतस सम्यग्दर्शनादिनिर्मलार्हद्धर्मावाप्तिदुश्शक्येति परिचिन्तन बोधिदुर्लभभावना। अतो बोधिप्राप्तावप्रमादी स्यात् ॥४६ ॥

બોધિદુર્લભ ભાવના—

અર્થ — નરક આદિ ચતુર્ગતિરૂપ અનાદિ સંસારમાં પરિભ્રમણ કરનાર મિથ્યાત્વ આદિ દોષોથી હણાયેલ ચિત્તવાળા જીવને, સમ્યગ્ દર્શન-જ્ઞાન-ચારિત્ર આદિથી નિર્મલ, જૈન ધર્મની પ્રાપ્તિ દુ શક્ય છે આ પ્રમાણેનું ચિંતન 'બોધિદુર્લભ ભાવના' કહેવાય છે આ ભાવનાથી સમ્યગ્ દર્શન આદિના યોગક્ષેમમાં પ્રમાદના અભાવવાળો આત્મા બની શકે છે (૪૬+૭૨૭)

